Registered No. B. 1434

# તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી.

[ તત્ત્વજ્ઞાનીઓની ઓળખાણ, અને તત્ત્વજ્ઞાનનાં મૂળતત્ત્વો. ]



છપાવી પ્રસિદ્ધ કરનાર,
રામશંકર મોનજી ભટ્ટ.
ગોક્ષમંદિર—અમદાવાદ.

આવૃત્તિ ૧લી. ૧૯[illegible]૦ પ્રત ૨૦૦



અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત ૦–૨–૦.

વેદાંત ફ઼. નં. ૧-૨.

Registered No. B. 1434.
મોક્ષપત્રિકાનો વધારો.

# તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી.

**આ અવશ્ય વાંચો.**

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ** કે. મોક્ષમંદિર-અમદાવાદ.
મુદ્રક—**દેવીદાસ છગનલાલ પરીખ**, ધી ડાયમંડ જ્યુબિલી પ્રેસ-**અમદાવાદ.**

**વ્હાલાં હરિજનો !**

પ્રભુ કૃપાથી આપણે ફરી અહીં [ વેદાંતની ભૂમિકા ઉપર ] મળ્યાં. તો હવે આ મેળાપને સાવધાનતાથી સફળ કરીએ—

વેદાંત કેસરીનો ગ્રન્થ શરૂ કરવાના છે; તેના કાંઇક તૈયારી કરીએ. ' વેદાંત કેસરી ' નું જ્ઞાન, એટલે તત્ત્વજ્ઞાનની ઉત્કૃષ્ટ ભૂમિકા. આપણે સૌ ત્યાં જવા તૈયાર થયા છઈએ; પણ તમારામાંના, સોએ પંચાણું ટકાને, હજી વેદાંતના એકડા આવડતા નથી. એકડા ન આવડે, તેમને અઢીયાં શીખવવાં, તે જેમ મહેનત માથે પડે-Waste of time and waste of energy–સમયનો અને બળનો દુરોપયોગ થાય; તે પ્રમાણે આપણા પ્રાપ્ત વિષયમાં ન થાય; એવા હેતુથી, તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી સંબંધી, થોડી વાત કરી લઈએ. ખેતર ખેડયા પહેલાં, અને તેમાં ખાતર પૂર્યા પહેલાં, ખેડુ પણ સારાં બીજ વાવતો નથી. નાનકડી નિશાળનો મહેતાજી પણ, નીચલા ધોરણના સર્ટીફીકેટ વિના, વિદ્યાર્થીને ઉપલા ધોરણમાં બેસવા દેતો નથી; કંપાઉન્ડરની પરીક્ષા આપ્યા વિના, જેવા તેવા કંપાઉન્ડર પાસેથી કામ લેતાં, સારા ડૉક્ટરો પણ ડરે છે; ત્યારે વાસ્તવ તૈયારી કરી આપ્યા વિના, આપને વેદાંતકેસરી પાસે લઇ જવા, તે ઠીક નહીં.

**કથા અને તત્ત્વજ્ઞાન**—ગીતા, ઉપનિષદ્, પંચદશી વિગેરે વેદાંતની કથાઓ, આજકાલ બહુ થાય છે. તેના પ્રમાણમાં દર વરસે એક હજાર જીવન્મૂક્ત પાકવા જોઇએ. **દેખાય છે-કયાંઈ?** જે દેશમાં ગીતા આદિ તત્ત્વજ્ઞાનના ભંડાર રેલમ્ છેલમ્ થતા હોય; તે દેશ લીલોછમ્ હોય. તે દેશની આ સ્થિતિ ન હોય. તે દેશની કોર્ટોમાં અને દવાખાનામાં ભીડ ન હોય. તે દેશના ત્યાગીઓ મઠ, મકાન અગર કનકકાંતાની સાંકળમાં સપડાયા ન હોય. તે દેશના બ્રાહ્મણો અને સંતો વિદ્યા અને વૈરાગ્યના વિલાસી હોય. તે દેશનો ધર્મ ઉજ્વલ હોય.

જે સંપ્રદાય પોતાને તત્ત્વજ્ઞાનથી ભરપૂર માનતો હોય, તે સંપ્રદાય મતમતાંતરની ખેંચતાણુથી મુક્ત હોય. જે આચાર્ય, ગુરૂ અગર પંડિત પોતાને તત્ત્વજ્ઞાનથી રંગાયેલા માનતા હોય, તેમને વૈભવ કરતાં વૈરાગ્ય વધારે વ્હાલો હોય.

વિચાર કરતાં અમને જે પીડા થાય છે; એવીજ પીડા તમને થાય—વાસ્તવ ધર્મ માટે તમને લાગી આવે—તો અવશ્ય આ બાબતનો વિચાર કરજો. વિચાર કરનારને આ પોથી અવશ્ય ઉપયોગી થશે. કન્યા આપનાર વરની યોગ્યતાનો વિચાર કરે છે; તેમ બ્રહ્મવિદ્યા આપનાર સદ્‌ગુરૂએ, શ્રોતાઓની યોગ્યતાનો વિચાર કરવો જોઇએ. એક ખેડુ પણ ઘઉંને ઉપરણી નાંખ્યા પછી ઘેર લાવે છે. એક સ્ત્રી પણ કાંકરા વિણ્યા પછી, ઘઉંને ઘંટીમાં દળે છે; એક ઘાંયજો પણ વાળ પલાળ્યા પછી, અસ્ત્રો ચલાવે છે. આ બધી બાબતનો વિચાર કરતાં, ખ્યાલમાં આવશે કે—જ્ઞાન માટેનો પ્રયત્ન સફળ થતો નથી, તેનું કાંઈક ખાસ કારણ છે.

**તત્ત્વજ્ઞાનની શોધ—**તત્ત્વજ્ઞાનને ધર્મનો આશ્રય છે. જેમ પુરણ રોટલીમાં રહીને મીઠાશ આપે છે; તેમ તત્ત્વજ્ઞાન ધર્મમાં રહીને મીઠાશ આપે છે. ધર્મ શાસ્રોને આધારે રહે છે. શાસ્ત્રો વિદ્યાને આધારે રહે છે. વિદ્યા વિદ્વાનોને આધારે રહે છે. તમારા પંથ અગર સંપ્રદાયમાં વિદ્યાનો અને વિદ્વાનોનો કેવો સત્કાર છે? તે તપાસી જોજો. કેટલા માણસો ધાર્મિક શીક્ષણ લે છે? સંપ્રદાયના આગેવાનોએ પોતાના સંપ્રદાયને આરોગ્ય રાખવા માટે, ધાર્મિક શીક્ષણનો પ્રચાર કરવો જોઇએ. કદાચ તમારો પંથ અગર સંપ્રદાય, વિદ્યાની બાબતમાં બેદરકાર હોય; તો તમારે પોતાને માટે, सद्विद्वान उपलभ्यैतां प्रतिदीनं तत्पादुका सेव्यताम्। તમારે વિદ્વાન પાસે જવું, તેમની સેવા કરવી, અને વિદ્યા પ્રાપ્ત કરવી. તત્ત્વજ્ઞાનની શરૂઆત કરો, તે પહેલાં પોતાના ધર્મનો ઈતિહાસ અવશ્ય જાણવો જોઇએ.

## પ્રકરણ ૧ લું.

### તત્ત્વજ્ઞાનનો ઈતિહાસ.

વિદ્યાર્થીએ પોતાના દેશનો ઇતિહાસ અને ભૂગોળ અવશ્ય જાણવાં જોઈએ. તેમ મુમુક્ષુઓએ પોતાના ધર્મનો ઇતિહાસ અવશ્ય જાણવો જોઇએ. તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં પ્રથમ વેદ. વેદ સંબંધી થોડો વિચાર કરીએ—

**વેદ—**કુરાન, બાઇબલ, આદિ શબ્દો જેમ પુસ્તકવાચક છે; તેમ 'વેદ' પુસ્તકવાચક શબ્દ નથી. વિદ્ એટલે જાણવું, અગર જ્ઞાન પામવું. વેદ સર્વજ્ઞ-

તાનું સ્વસ્વરૂપ છે, તેથી તે ઇશ્વરપ્રણીત ગણાય છે. મુસા પેગંબરને ઈશ્વરે જાતે દસ આજ્ઞાઓ લખાવી હતી; તથા મહમદ પેગંબરને જીબ્રેલ નામના ફિરસ્તાએ કુરાનના ફકરા પ્રસંગે પ્રસંગે કહ્યા હતા; પણ વેદ તેવી રીતે ઉતર્યો જણાતો નથી. અનેક કલ્પ અને અનંત યુગ વહી ગયા, પણ વેદ તેનો તેજ છે. તેનો કર્તા કોઇ જણાયો નથી. તેથી તે નિત્ય છે–અનાદિ છે અને અપૌરૂષેય છે–ઈશ્વરપ્રણિત છે. આર્યો વેદોને, પ્રાચીન કહીને તેનો સમય મુકરર કરી શકયા નથી; પણ નવીન વિદ્વાનો, 'વેદો ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વરસ ઉપર થયા,' એમ કહે છે. આ કોઇ ચોક્કસ વાત નથી, પણ અટકળ છે. 'મનુષ્ય–વિચારનો પ્રાચીનમાં પ્રાચીન ઇતિહાસ, વેદમાં છે;' એમ આજકાલ સમગ્ર દુનિયાના તત્ત્વવિદ્ પુરૂષો જોઈ શકે છે. 'સમગ્ર દુનિયાના ધર્મોનું ઓછાવત્તા પ્રમાણમાં વેદ મૂળ છે,' એમ પણ દુનિયાના તત્ત્વવિદ્ પુરૂષો આજકાલ કહેવા લાગ્યા છે.

વેદ અનાદિ છે; પણ વેદની હાલની વ્યવસ્થા કયારે થઈ? અને કોણે કરી? તે સંબંધી મતભેદ છે. પુરાણો કહે છે કે–આ વ્યવસ્થા દ્વાપરના અંતમાં શ્રીવેદવ્યાસે કરી. તે વાતને લગભગ ૫૦૦૦ વરસ થયાં. 'તેમાં પણ ઋગ્વેદની પ્રાચીનતા તે પહેલાંની છે;' એમ પ્રાચીન અર્વાચીન પંડિતો કહે છે. કારણકે યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદોની રચના, ઋગ્વેદમાંથી થઈ છે, એમ ઘણે ઠેકાણે જણાઇ આવે છે.

વેદ કેટલા અને કયા કયા?—

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એમ ચાર વેદ છે. કર્મમાર્ગમાં પહેલા ત્રણ વેદોનો ઉપયોગ વારંવાર પડવાથી, શાસ્ત્રોમાં વેદને બદલે 'વેદત્રયી' શબ્દ વપરાય છે. (વેદત્રયી એટલે ત્રણ વેદ) આવા કારણને લીધે કેટલાએક નવીન વિદ્વાનો અથર્વવેદને ચોથો વેદ ગણવાની આનાકાની કરે છે. મુંડક ઉપનિષદ્‌માં અથર્વવેદનું સૂચન છે. તેમજ સ્મૃતિ, પુરાણ પાણિનીય આચાર્યનાં સૂત્રો, પતંજલી મહાભાષ્ય વિગેરે, અથર્વવેદને ચોથા વેદ તરીકે સ્વિકારે છે.

ઉપવેદ–ઋગ્વેદનો આયુર્વેદ [જેમાં વૈદક સંબંધી વિષય છે.] યજુર્વેદનો ધનુર્વેદ.[જેમાં યુદ્ધ વિદ્યાનું વર્ણન છે.] સામવેદનો ગાંધર્વવેદ [જેમાં સંગીત શાસ્ત્રનું વર્ણન છે], અથર્વવેદનો સ્થાપત્ય વેદ [જેમાં શીલ્પ સંબંધી ચર્ચાઓ છે.] એમ ઉપવેદ પણ ચાર છે. આ ચાર ઉપવેદ ઉપરાંત વેદને છ અંગ અને છ ઉપાંગ છે.

**ઋગ્વેદ**—તેમાં ૧૦૪૦૨ ઋચાઓ છે. 'प्रज्ञानं ब्रह्म' ઋગ્વેદના ઐતરેય ઉપનિષદ્‌નું મહાવાકય છે. ઋગ્વેદમાં શાંકલ્યાદિ ૨૧ શાખાઓ છે. ઋગ્વેદમાં ઐતરેય બ્રાહ્મણ, શાંખાયન અને કૌષીતકિ બ્રાહ્મણ છે. ઋગ્વેદ ગદ્યસ્વરૂપે છે, અને દેવતાઓની સ્તુતિઓથી ભરપૂર છે.

**શુક્લ યજુર્વેદ**—તેમાં ૧૯૭૫ મંત્રો છે. 'अहं ब्रह्मास्मि' યજુર્વેદના બૃહદારણ્ય ઉપનિષદ્‌નું મહાવાકય છે. યજુર્વેદમાં માધ્યંદિની આદિ ૧૫ શાખાઓ છે. આ વેદમાં શતપથ બ્રાહ્મણ છે.

**કૃષ્ણ યજુર્વેદ**—તેમાં ૧૮૦૦૦ મંત્રો છે. તેમાં તૈત્તિરીયાદિ ૮૬ શાખાઓ છે. આ વેદમાં તૈત્તિરીય બ્રાહ્મણ છે. યજુર્વેદ પદ્યબંધ છે.

**સામવેદ**—તેમાં ૧૫૪૯ ઋચાઓ છે. 'तत्त्वमसि' સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્‌નું મહાવાકય છે. સામવેદમાં કૌથુમી આદિ ૧૦૦૦ શાખાઓ છે. આ વેદમાં પ્રાઢ આદિ આઠ બ્રાહ્મણ છે. સામવેદ ઋગ્વેદને આધારે–પ્રાયશઃ નવમા મંડળને આધારે–રચાએલો છે.

અથર્વવેદ—તેમાં ૧૨૩૦૦ મંત્રો છે. ' अय आत्मा ब्रह्म ' અથર્વવેદના માંડુકય ઉપનિષદ્‌નું મહાવાકય છે. અથર્વવેદમાં પિપ્પલ આદિ ૯ શાખાઓ છે. આ વેદમાં ગોપથ બ્રાહ્મણ છે.

( મંત્રોની સંખ્યામાં અને શાખાઓની સંખ્યામાં કોઈ કોઇ ઠેકાણે ફેરફાર પણ જોવામાં આવે છે.)

**ભાષ્ય**—ચારે વેદો ઉપર ૩૦૦-૪૦૦ વરસ ઉપર કરેલું સાયણાચાર્યનું ભાષ્ય છે. યજુર્વેદનું મહિધર ભાષ્ય છે. ઉવ્વટ, કર્ક ઇત્યાદિ ભાષ્ય પણ થયા છે. સ્વામીશ્રી દયાનંદસરસ્વતીએ અને પ્રોફેસર મેકસમુલરે પણ વેદ ઉપર ભાષ્ય લખ્યું છે. 'ઋગ્વેદ ઉપર રાવણે મહાભાષ્ય લખ્યું છે, એમ પંડિતો કહે છે; પણ અત્યારે તેનો કયાંઈ પત્તો નથી.

હવે વેદના જ્ઞાનની પરંપરા સાંભળો—

**વેદના છ અંગ**—૧ શિક્ષા [ અક્ષરોનો ઉચ્ચાર કેવી રીતે કરવો, તે સંબંધી જેમાં વિષય છે તે ] ૨ **કલ્પ** [ યજ્ઞ યાગાદિક કેવી રીતે કરવા, તે સંબંધી વિષય. ] ૩ **નિરૂક્ત** [ વેદમાં આવેલા કઠણ મંત્રો તથા તેમાં આવેલા અઘરા પદોના અર્થ સૂચવનારૂ શાસ્ત્ર. ] ૪ **જ્યોતિષ** [ ગ્રહનક્ષત્ર વિગેરેની ગતિ જાણવાનું શાસ્ત્ર.] ૫ **છંદ** [ પીંગળ વિગેરે શાસ્ત્રો.] ૬ **વ્યાકરણ** [ શુદ્ધ લખવા બોલવાની વિદ્યા ]. આ પ્રત્યેક અંગના અનેક ગ્રન્થો છે. વિદ્યાભિલાષી વિધર્મીઓ પણ આ છ અંગોને સેવે છે.

**વેદના છ ઉપાંગ**—ઉપાંગનું બીજું નામ છ શાસ્ત્ર–ષટ્ દર્શન. ૧. જૈમિનીકૃત **પૂર્વમીમાંસા.** [ કર્મકાંડનો વિષય ] ૨. વેદ વ્યાસકૃત **ઉત્તરમીમાંસા** [ વિષય–તત્ત્વજ્ઞાન–વેદાંત ] ઉત્તર મીમાંસાનું બીજું નામ બ્રહ્મસૂત્ર અથવા વેદાંતદર્શન. ૩. કણાદમુનિકૃત **વૈશેષિક.** [ વિષય–ન્યાયયુક્ત ધર્મનું પ્રતિપાદન. ] ૪. ગૌતમમુનિકૃત **ન્યાયશાસ્ત્ર.** [ વિષય સૃષ્ટિના પદાર્થોની પરીક્ષાદ્વારા

મોક્ષની પ્રાપ્તિ. ] તર્કસંગ્રહ, મુક્તાવલી વિગેરે ગ્રન્થો, વૈશેષિક શાસ્ત્ર તથા ન્યાયશાસ્ત્રમાં રહેલાં રહસ્યોને સ્પષ્ટ કરી આપે છે. ૫. પતંજલિમુનિકૃત **યોગદર્શન** [ વિષય–ઉત્તરમીમાંસા, વૈશેષિક અને ન્યાય એ ત્રણ શાસ્ત્રોએ પ્રતિપાદન કરેલા પદાર્થોનો સાક્ષાત્કાર કરવાનાં સાધનનું વર્ણન ]. ૬. કપિલ મુનિકૃત **સાંખ્યદર્શન.** [ વિષય–તત્ત્વોની ગણત્રી, અને તત્ ( પરમાત્મા ) સંબંધી વિચારો. ]

**ઉપનિષદો**—છ અંગો અને છ ઉપાંગો ઉપરાંત–ઉપનિષદો છે. ઉપનિષદોમાં દસ ઉપનિષદ્ મૂખ્ય છે. તેનાં નામ–ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, તૈત્તિરીય, ઐતરૈય, છાંદોગ્ય, અને બૃહદારણ્યક.

**શ્રુતિ શું?**—વેદ અને ઉપનિષદ્નાં જે વચનો, તે શ્રુતિ કહેવાય છે. શ્રુતિ એટલે ઋષિઓએ પરમાત્માનાં સાંભળેલાં વચનો.

**સ્મૃતિ**—શ્રુતિઓ સાંભળ્યા પછી, તેમાંથી જે યાદ રહ્યું; તે મોટા ઋષિઓએ લખી લીધું, તેનું નામ સ્મૃતિઓ. મનુ, વ્યાસ, યાજ્ઞવલ્કય, પરાશર, ગોતમ, અત્રિ વિગેરે મોટા ઋષિઓનાં, જે અનુભવનાં વચનો, તે સ્મૃતિઓ કહેવાય છે. સ્મૃતિકારોએ વર્ણના તથા આશ્રમના ધર્મોનું પણ નિરૂપણ કર્યું છે. અત્યાર સુધી સરકારની ન્યાયકોર્ટમાં બેઠેલા, સમજુ પરદેશી જજો પણ, મનુ આદિની સ્મૃતિઓનો સત્કાર કરે છે; ત્યારે આ દેશના કેટલાએક પામરો, સ્મૃતિઓનો અનાદર કરે છે.

**સૂત્રકાળ**—જેમ શોર્ટહેન્ડ રાઈટીંગથી, થોડામાં ઘણું સમજાવી શકાય છે; તેમ સૂત્રોથી થોડામાં ઘણું સમજાવી શકાય છે. બ્રહ્મસૂત્રો, પાણિનીસૂત્રો, પતંજલિસૂત્રો વિગેરે. સૂત્રકાળ પણ સ્મૃતિકાળની સાથેજ શરૂ થયો જણાય છે.

**વૈદિક ધર્મ**—શ્રુતિઓ અને સ્મૃતિઓની આજ્ઞા પ્રમાણે ધર્મનું પાલન થાય, તે વૈદિક ધર્મ–અથવા વેદધર્મ–અથવા સનાતન ધર્મ. જ્યાં વિચારવાળો આચાર તે વૈદિકધર્મ. જે જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ અને કર્મમાર્ગને માને; જે શિવ અને વિષ્ણુમાં ભેદ ન દેખે, તે વૈદિકધર્મ. જે સાકાર નિરાકાર બેઉને માને; જે પુનર્જન્મ અને શ્રાદ્ધાદિ ક્રિયાઓને માને; જે ઇશ્વરના અવતારોને અને મૂર્તિઓને માને; જે ઉત્તમ વર્ણોમાં પુનર્લગ્નનો અનાદર કરે; તે વૈદિકધર્મ. જે બ્રાહ્મણ, વેદ અને વર્ણાશ્રમનો સત્કાર કરે, તે વૈદિકધર્મ. દુનિયાના અસંખ્ય ધર્મો, સંપ્રદાયો અગર પંથો ભલે નામ અને આચારથી ભિન્ન જણાય, પણ તે દરેકમાં વેદધર્મના સંસ્કાર ઓછાવત્તા પ્રમાણમાં હોય છે. યાદ રાખવું કે–કર્મમાર્ગનો તદ્દન ત્યાગ કરીને, પરમહંસ દશાનું ફારસ કરનારા–માત્ર ભગવાં પહેરીને ભ્રમરૂપે ફરનારા સાધુઓ, સનાતન નથી. કનકકાંતામાં લપટાએલા ત્યાગીઓ પણ, સનાતન નથી. જે દેવમંદિરો

પ્રસાદને બ્હાને વર્ણભેદને તોડે, તે પણ સનાતન નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ વર્ણભેદ તોડે, એવા પ્રસાદનો કદિ અંગિકાર કરવો નહીં. માંસ મદિરાનો પ્રસાદ પણ કદિ લેવો નહીં. રાસાદિલીલાઓ દ્વારા, સ્ત્રીપુરૂષો શેળભેળ થઇને રમતાં હોય; તો તે પણ સનાતન નથી. બ્રહ્મચારીઓ અને ત્યાગીઓ સ્ત્રીઓ સાથે રહેતા હોય, તો તે પણ સનાતન નથી. મંદિર અગર મઠમાં મહારાજોની સાથે, પરદારાઓ વાસ કરીને સેવામાં રહેતી હોય, તો તે પણ સનાતન નથી.

હવે [૧] જ્ઞાનની પરંપરા અને [૨] સંપ્રદાયોની પરંપરા સંબંધી વાત કરીએ-પ્રથમ જ્ઞાનની પરંપરા સંબંધી વાત સાંભળો—

**બ્રહ્મસૂત્ર**—આ ગ્રન્થનું બીજું નામ ઉત્તર મીમાંસા. આ ગ્રન્થ શ્રી વેદવ્યાસે સૂત્ર રૂપે લખ્યો છે. તેના ચાર અધ્યાય છે. દરેક અધ્યાયના ચાર ચાર પાદ [ભાગ] છે. શ્રીશંકરાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર કરેલા ભાષ્યનું નામ **શારીરક ભાષ્ય.** શ્રીરામાનુજાચાર્યે કરેલા ભાષ્યનું નામ **શ્રીભાષ્ય.** અને શ્રીવલ્લભાચાર્યે કરેલા ભાષ્યનું નામ **અણુભાષ્ય.** વાચસ્પતિમિશ્રની **ભામતી** નામની ટીકા.

પ્રસ્થાન ત્રય—બ્રહ્મસૂત્ર, ઉપનિષદ્ અને ગીતા-આ ત્રણ પ્રસ્થાન ત્રય કહેવાય છે. સનાતન ધર્મના દરેક સંપ્રદાયને, પોતાનો સંપ્રદાય પ્રસ્થાન ત્રયથી વિરૂદ્ધ નથી, એમ સાબીત કરવું પડે છે.

**મહાકાવ્યો**—શ્રુતિઓ અને સ્મૃતિઓમાં રહેલા જ્ઞાનનો વિસ્તાર કરવા માટે, વાલ્મીકિએ યોગવાસિષ્ઠ સહિત રામાયણ નામનું કાવ્ય રચ્યું; અને શ્રી વેદવ્યાસે મહાભારત નામનું કાવ્ય રચ્યું.

**પુરાણો**—મહાકાવ્યો પછી જ્ઞાનનો વિશેષ વિસ્તાર કરવાના હેતુથી, પુરાણો લખાયાં. પુરાણોમાં પણ—**श्रीमद्भागवतं पुराणतिलकं, यद्वैष्णवानां धनं।** શ્રીમદ્‌ભાગવત તમામ પુરાણોમાં શ્રેષ્ઠ, અને વૈષ્ણવોનું પરમ ધન છે. વૈષ્ણવોએ યાદ રાખવું ઘટે છે કે-શ્રીમદ્ ભાગવતના મહાત્મ્યમાં, ભક્તિની ફર્યાદ નોંધાવીને, વેદવ્યાસે સૂચવી દીધું કે-'જ્ઞાન વૈરાગ્ય વિના ભક્તિની વાતો કરવી, તે ભક્તિને વગોવવા જેવું છે.'

કાવ્યો—જ્ઞાનને વિશેષ સ્ફુટ કરવાના હેતુથી, કાલિદાસ, માઘ, ભવભૂતિ, ભર્તૃહરિ વિગેરે કવિઓએ, તેનો તે માલ, સમાજને રૂચે એવી નવી ફેશનમાં-રંગરાગની ઢબમાં-સમાજને આપ્યો.

**આચાર્યો અને વિદ્વાનો**—વેદમાં કહેલા જ્ઞાનને ફેલાવવા માટે, કુમારિલભટ્ટ [ભટ્ટાચાર્ય], શ્રી આદ્ય શંકરાચાર્યજી, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીજીવ ગોસ્વામી વિગેરે અનેક આચાર્યોએ કેટલાએક મૂળગ્રન્થો ઉપર ટીકા લખી, અને કેટલાએક નવીન ગ્રન્થો પણ લખી આપ્યા. જ્ઞાનદેવની ગીતા

ઉપર ટીકા. ભાગવતની ટીકા કરનાર શ્રીધરસ્વામી. મહાભારતની ટીકા કરનાર પંડિત નીલકંઠ. કાશીમાં કાકુરામ પંડિત નિશ્ચલદાસજીના વિદ્યાગુરૂ. તેમણે આત્મ-પુરાણુની ટિકા કરી. વિદ્યારણ્ય સ્વામીએ પંચદશી, જીવન્મુક્તિવિવેક, વિગેરે; સદાનંદ સ્વામીએ વેદાંતસાર; મધુસૂદન સરસ્વતિએ અદ્વૈતસિદ્ધિ, ભક્તિ રસાયણ વિગેરે ગ્રન્થો લખી આપ્યા, અને ગીતા ઉપર ટિકા કરી. કાશીના બાલશાસ્ત્રી તથા શિવકુમારશાસ્ત્રી, જગન્નાથરાયે ગંગાલહરી અને રસગંગાધર નામનાં નવીન ગ્રન્થો લખી આપ્યા. અપ્પય દિક્ષીત અદ્વૈત સિદ્ધાંતના ઉપાસક હતા. તેમણે કોલયાનંદકારિકા લખી આપી. પંડિત બાલારામ ઉદાસી, વિજ્ઞાનભિક્ષુ, વાસ્પતિમિશ્ર. મોરબીમાં કેશવલાલ હરિરામ અને શંકરલાલ શાસ્રી; જામનગરમાં હાથીભાઇ શાસ્રી વિગેરે વિદ્વાનો; કચ્છ કાઠીયાવાડમાં પ્રસિદ્ધ થએલા પંચીકરણના કર્તા રામબાવા, તેમના શિષ્ય વિશ્વનાથભાઇ, જય-કૃષ્ણ શાસ્રી,વિગેરે.બિલખામાં મહાત્માશ્રી નથુરામશર્મા,અમદાવાદમાં કેશવ હર્ષદ ધ્રુવ, આનંદશંકર બાપુજી ધ્રુવ, નાનાલાલ કવિશ્વર વિગેરે; નડીયાદમાં મણિ-લાલ નભુભાઈ, ગોવર્ધનરામ મા. વિગેરે. વડોદરામાં બદ્રીનાથ શાસ્રી તથા છોટુ મહારાજ, અને લોકમાન્ય તિલક. શ્રેયસ્ સાધક અધિકારી વર્ગ, મુંબઈમાં વેદ ધર્મસભા, ઈચ્છારામ સૂર્યરામ દેસાઇ તથા સસ્તું સાહિત્ય. એમ અનેક વિદ્વાનોએ તત્ત્વજ્ઞાનના માર્ગને દીપાવવા પ્રયત્ન કર્યા છે.

**સંતો અને ભકતો**—પૂર્વમાં '**હરિબોલ**'ના ભણકારા દેનારા ચૈતન્ય ગૌરાંગ. દાદુ, નિશ્ચળદાસજી, સુંદરદાસજી, શાહીપરાના રામસનેહી સાધુઓ, કબીર, નાનક, ગુરૂગોવિંદસીંહ, જયદેવ, તુલસીદાસજી, બીલ્વમંગળ, દક્ષીણમાં રામદાસ સ્વામી તથા તુકારામ; ચિદ્ઘનાનંદે લખેલું આત્મપુરાણ, ગીતા ઉપરની ટીકા, તથા ન્યાયપ્રકાશ. તત્ત્વાનુસંધાન, સ્વરૂપાનુસંધાન, પારસભાગ વિગેરે હિંદી ગ્રન્થો છે. જુનાગઢના ગિરનાર ઉપરથી હાક મારનાર નરસિંહ, મેવાડના ગોખમાંથી ટૌકા કરેનારી મીરાં,નર્મદાના પવિત્ર ઘાટ ઉપરથી થનગનાટ શીખવનાર દયારામભાઈ, પ્રેમાનંદ, ઋષિરાજ, પ્રીતમ, છોટમ, શામળ, અખો અને ભોજો વિગેરે અનેક સંતોએ અને ભકતોએ, વેદમાં સમાઇને રહેલા જ્ઞાનને પ્રાકૃત ભાષામાં પ્રજા સમક્ષ મૂકયું. દાસબોધ, વિચારસાગર અને તુલસીકૃત રામાયણ તત્ત્વજ્ઞાનના રળીયામણા રંગભુવન છે. પિતાંબરદાસજીએ વિચાસાગર ઉપર ઉત્તમ ટીકા લખી છે. શ્રી નિશ્ચળદાસજીએ 'વૃત્તિ પ્રભાકર' નામનો ગ્રન્થ લખ્યો છે. તે ગ્રન્થ તો કહેવો પણ કઠણ છે. તમારામાંના ઘણાંએ તે ગ્રન્થ દેખ્યો પણ નહીં હોય.

નવીન નાટકો—મુંબઇ ગુજરાતી નાટક સમાજ; મોરબી કંપનીના શ્રીયુત વાઘજી આશારામ અને મુળજી આશારામ; વાંકાનેર કંપનીના ત્રંબકલાલ, દેશી

નાટક સમાજના ડાહ્યાભાઇ ધોળશા, નથુરામ સુંદરજી વિગેરે સંતોએ, અનેક ખેલોમાં તત્ત્વજ્ઞાનના ફુવારા સમાજ પાસે ખુલ્લા મૂક્યા.

યાદ રાખવું ઘટે છે કે—જ્ઞાનની પરંપરાના સંબંધમાં યાદ રાખવું ઘટે છે કે-કોઇએ નિર્ગુણનો મહિમા વિશેષ બતાવ્યો; તો કોઇએ સગુણને પ્રથમ-પદ આપ્યું. કોઇએ જ્ઞાનને સૌથી ઉત્તમ પદ આપ્યું, તો કોઈએ ભક્તિને આગળ કરી. સગુણનિર્ગુણના અને જ્ઞાનભક્તિના વિષયમાં, ઉંડા ઉતરીને જુઓ, તો ખાત્રી થશે કે-સગુણનિર્ગુણને અને જ્ઞાન ભક્તિને અંદર અંદર કલહ નથી. તેઓ એકબીજાના અવલંબનથીજ શોભે છે. માત્ર ગેરસમજ અગર સ્વાર્થ કલહનું કારણ છે.

સંપ્રદાયોના આચાર્યો—હવે સંપ્રદાયના આચાર્યોના જીવન સંબંધી વાત કરીએ. તે વાત કરવા પહેલાં, મારે આપને કહી દેવું જોઇએ કે-તમે તમારૂં હૈયું હાથ રાખજો. કારણકે તમારામાંના ઘણાને, પોતા સિવાયના અન્ય ધર્મની નિંદા કરવાની ટેવ પડી ગઇ છે. આ ટેવથી અન્ય ધર્મમાં જે કાંઈ સત્ય વસ્તુ છે, તે જાણવાની તક મળી શકતી નથી. સંપ્રદાય સ્થાપનાર કોઇ સામાન્ય વ્યક્તિ હોઇ શકતી નથી; છતાં તમારામાંના ઘણા, શ્રીઆદ્યશંકરાચાર્યને માયાવાદી કહીને ફેંકી દ્યો છો; અને શ્રીમદ્ રામાનુજાચાર્ય અને શ્રીમદ્ વલ્લભાચાર્યને પાખંડી કહીને, તેમની કૃતિને નિહાળતા નથી. શ્રીસ્વામીનારાયણે, શ્રીદયાનંદસરસ્વતીએ અને થીઓસોફીએ પણ ભારે ઉથલપાથલ કરી છે. તેમના પ્રત્યે તમારામાંના કેટલાએકે, એટલો બધો અણગમો વોરી લીધો છે કે—તેમનું નામ સાંભળીને તમે ભડકો છો. બે શોકયો અંદર અંદર લડીને, જેમ રૂડા પતિને પીંખી નાંખે; તેમ સનાતની સંપ્રદાયો અંદર અંદર લડીને, ધર્મને પીંખી નાંખે છે. યાદ રાખવું ઘટે છે કે—કીર્તિ અને કનક કલ્યાણના ભયંકર આવરણરૂપ છે. તે ભલભલાને ઉંચેથી નીચે ઉતારે છે. કીર્તિ અને કનકનો સ્વાર્થ જ્યાં સુધી નહીં શમે; ત્યાંસુધી આ પરસ્પરના ઝઘડા શમવાના નથી. પરસ્પર ઝતડા શ્રદ્ધાનાં કોકડાં ગુંચવી નાંખે છે. એકજ માટલીમાંથી રાતા, પીળા અને લાલ કાચના પ્યાલામાં રેડેલું જળ, પ્યાલાના રંગ સિવાય, બીજા વિકારને પામતું નથી; તેમ દરેક સંપ્રદાયમાં પ્રસરેલો ધર્મ, સંપ્રદાયના આચારવિચાર સિવાય, બીજા વિકારને પામતો નથી. **एकं सत् विप्राः बहुधा वदंति** । [ ઋગ્વેદ ] 'સત્ય એકજ છે, બ્રાહ્મણો તે સત્યને અનેક રીતે વર્ણવે છે' તેમ વસ્તુ એકજ છે—ધ્યેય એકજ છે. માત્ર માર્ગો જુદા જુદા છે; અને તે દેશકાળાનુસાર હોયજ. 'પાનખરે જીરણ પાંદડાં ખરે; અને વસંતે વસંતે નવપલ્લવ પાંગરે.' તેમાં હર્ષ શોક કર્યે કામ આવે નહીં. જે વાત ઠીક ન જણાય, તે પડી મેલીએ; પણ જે વાત ઠીક જણાય, તેને કેમ ફેંકી દઇએ ? ઘઉં વીણનારી કાંકરા સાથે ઘઉંને ફેંકી દેતી

નથી. માટે હવેની વાતો, હૈયું હાથ રાખીને પ્રેમથી સાંભળો. જે રૂડું જણાય તે પ્રેમથી ઉપાડી લેજો.

જેમ શરીરના અમુક ભાગમાં મળમૂત્ર રહે છે, છતાં આપણે શરીરનો ત્યાગ કરતા નથી. ઘરના અમુક ભાગમાં જાજરૂ છે, છતાં આપણે ઘરનો ત્યાગ કરતા નથી. પૃથ્વીના અમુક ભાગમાં ગંદકીના ઢગલા પડયા રહે છે, છતાં આપણે પૃથ્વીનો ત્યાગ કરતા નથી. તે પ્રમાણેજ ભારતના નરરત્નોમાં 'અમુક કાંઈ ખોટું છે.' એમ જણાય, તો તે ન લેવું; પણ જે સારૂં છે, તેનો શા માટે ત્યાગ કરવો ? સનાતન ધર્મે રોહિદાસ, કબીર, કરમા અને શવરીને પણ સન્માન્યા છે; ત્યારે સંપ્રદાયના સ્થાપનાર–સમર્થ આત્માઓનો દ્રોહ, આપણાથી કેમ કરી શકાય ? જેમ ગાંડી વહુ પ્રભુ તુલ્ય પતિને ઘરમાં પડયો મેલીને, બાવાજીનાં દર્શને દોડે; તેમ ભારતના ઉતાવળા પુત્રો, ભારતના પવિત્ર આત્માઓનો ઉપદેશ પડયો મેલીને, લંડનના લોંગમેન અને જર્મનીના જેકબ સાહેબનું તત્ત્વજ્ઞાન સાંભળવા દોડે છે. યાદ રાખજો કે–લોંગમેન અને જેકબ સાહેબ પણ, ભારતના સંતોની વાણી સાંભળીને સમૃદ્ધ બન્યા છે. ગંગા કાંઠે રહેનારો હાથમાં લોટા લઇને, કુવો શોધવા નીકળે, તે ઠીક નહીં. વિચાર કરી જોજો.

હવે આપણે સંપ્રદાયોની અને આચાર્યોની વાત કરીએ—

**વામમાર્ગ**—જેમ દિવસની પાછળ રાત્રી દોડી આવે, તેમ ઉદયની પાછળ અસ્ત દોડયો આવે. બ્રાહ્મણધર્મનો ઉદય અસ્તાચળ તરફ ચાલવા લાગ્યો. યજ્ઞ યાગાદિને બ્હાને બ્રાહ્મણો પશુહિંસામાં રસ લેવા લાગ્યા. દેવીને બ્હાને, પણ અનાચાર વધ્યો. માંસ, મદિરા અને મૈથુન મર્યાદા વટીને આગળ આગળ ચાલ્યાં. આ માર્ગમાં સુધારો કરવા અને સમાજને બચાવી લેવા; એક નવીન પડદો પડયો; પણ તે પાછળથી તદ્દન નાસ્તીક જણાયો. તેનું નામ—

ચાર્વાકમત—ચાર્વાક નામના કોઈ માણસે ચલાવેલા આ મતની ઉત્પત્તિ બૃહસ્પતિ નામના બ્રાહ્મણથી થઇ હતી. આ મતવાળા વેદ, કર્મ, દેવ, મૂર્તિ આદિને માનતા નહીં. તેઓ કહેતા કે "બ્રાહ્મણોએ પોતાના પેટ માટે શાસ્ત્રો, દેવ અને કર્મો રચ્યાં છે. યજ્ઞમાં પશુ મારવાથી સ્વર્ગ મળતું હોય, તો યજમાન પોતાના બાપને કાં મારતો નથી ? તેથી તેને સ્વર્ગ વહેલું મળે. શ્રાદ્ધમાં પિંડદાન કરવાથી પિતૃઓને સંતોષ મળતો હોય; તો ગામ જનારને ભાતુ શા માટે બંધાવવું ? અહીં ઘેર બેઠા જમવા સમયે તેમને ધરવું; તેથી ત્યાં બેઠાં તેઓ ધરાઇ રહે. માતા પિતાની શેવા કરવાની કાંઈ જરૂર નથી; કારણકે માતા પિતાએ પરમાર્થ રીતે આપણને ઉત્પન્ન કર્યા નથી. તેઓના વિષય સુખની લાલસાદ્વારા આપણને ઉત્પન્ન કર્યા છે. એટલે માતાપિતાએ કાંઇ પણ ઉપકાર કર્યો નથી. સૃષ્ટિનો કોઇ કર્તા નથી. ખાવું, પીવું અને મોજમજા કરવી, એજ

માનવજીવનની સફળતા છે. પુનર્જન્મ જેવું કાંઇ છેજ નહીં. મુવા પછી નરક સ્વર્ગ એવું પણ કાંઇ નથી. મુવા એટલે તુરત આપણને મોક્ષજ થાય છે." વિગેરે. હિંદના દુર્ભાગ્યે આ મત હાલમાં વધતો જાય છે. આજકાલ આવા ચાર્વાકો ઘણા છે. ભારતને ખોળે જન્મીને એમ કરવું ન ઘટે.

વામમાર્ગ અને ચાર્વાક મતથી પ્રજા ત્રાસી ગઈ. પ્રજાને ભયમાંથી બચાવવા, અને અહિંસાની પુનરાવૃત્તિ કરવા, ભારતની રંગભૂમિ ઉપર—

**ગૌતમબુદ્ધ અને મહાવીરસ્વામી** દેખાયા–તેઓએ વેદધર્મમાંથી જ્ઞાન, ભક્તિ, જપ, તપ, વ્રત વિગેરે લીધું, અને પ્રજાને આપ્યું. બ્રાહ્મણો સામે થયા. આ બે મતોએ, વેદમાંથી અને બ્રાહ્મણોના ઋષિધર્મમાંથી, પોતાને રૂચતું ઘણું લીધું; તો પણ તે વખતના બ્રાહ્મણોને હંફાવવા માટે, તેઓએ વેદનો, બ્રાહ્મણોનો અને વર્ણાશ્રમનો **દેખાવ પૂરતો** અનાદર કર્યો. આ બે મહા સમર્થ પુરૂષો હતા. 'તેઓ વેદમાં અને બ્રાહ્મણોના ઋષિ ધર્મમાં કાંઇ સમજ્યા નહીં; અને તેથી તેમનો અનાદર કર્યો,' એમ કહેતાં સમજુને શરમ આવે. આ બે મતના ઉંચી કોટિના અનુયાયીઓ, આ વાત સારી રીતે સમજે છે. જેઓ તેમના (ગુરૂના) મંતવ્યને સમજી શકયા નથી; તેઓજ વેદ અને બ્રાહ્મણથી ભડકે છે. ઉદયાસ્તના નિયમ પ્રમાણે, આ બે મતોમાં વૈભવોએ વૈરાગ્યને હઠાવ્યો. ધર્મ શીથિલ થયો. પ્રજા ગભરાણી. તે વખતે--

**શ્રીઆદ્યશંકરાચાર્યજી**—તેમના સમય સંબંધી મતભેદ છે; પણ તેમના કાર્ય સંબંધી મતભેદ નથી. યુરોપ અમેરિકાના તત્વવિદ્ પુરૂષો તેમનાં વચનો સાંભળીને, અને સમજીને કહે છે કે–" It is equal to a man whether he is born in India or in Afaghanistan, if he is unawar of the works of Shankaracharya '–શ્રી શંકરાચાર્યના ગ્રન્થોથી જે અજ્ઞાત હોય, તેઓ હિંદમાં અવતર્યા, અગર અફઘાનીસ્તાનમાં અવતર્યા; તે તમામ તેમને સરખું છે." દક્ષીણમાં કેરલ પ્રદેશમાં પૂર્ણા નદીને કાંઠે, **કાલટી** ગામ, તેમની જન્મભૂમિ છે. જન્મદિવસ વૈશાખ સુદી ૫. નંબુર જ્ઞાતિના બ્રાહ્મણ. તૈત્તિરીય શાખા. પ્રખર વિદ્વાન્ અને મહાન્ યોગી. કેવલ અદ્વૈત માર્ગનું પ્રતિપાદન કરીને, તેઓશ્રીએ બૌદ્ધોને, જૈનોને, ચાર્વાકોને, કાપાલીકોને, વામમાર્ગીઓને અને કર્મકાંડીઓને પોતાના તેજમાં આંજી દીધા. શ્રી શંકર તથા મંડનમિશ્રનો સંવાદ–જ્ઞાનમાર્ગ તથા કર્મમાર્ગનો સંવાદ–અને તેમાં મંડન પંડિતની સ્રી સરસ્વતી ન્યાય તોળવા બેઠાં. વેદ, બ્રાહ્મણ અને વર્ણાશ્રમનો પુનરોદ્ધાર કર્યો. બ્રહ્મસૂત્ર ઉપર જે ભાષ્ય લખ્યું , તે **શારીરક ભાષ્ય** કહેવાય છે. તે સિવાય વિવેકચૂડામણિ, વેદાંતકેસરી, વિજ્ઞાનનૌકા, આત્મબોધ, વાકયસુધા, વાકયવૃત્તિ, આત્મનિરૂપણ, અપરોક્ષાનુભૂતિ, ઉપદેશ સાહસ્રી વિગેરે અનેક ગ્રન્થ

ભારતને વારસામાં આપ્યા. આ સિવાય કેટલાએક સ્તોત્રો બનાવી આપ્યાં. હિમાલય ઉપર કેદારેશ્વરની અને બદરીનારાયણની સ્થાપના કરીને, શિવવિષ્ણુમાં ભેદ નથી, એમ સૂચવી દીધું. મૂતઓને, અવતારોને અને પુનર્જન્મને પોતે માને છે, એમ પોતાનાં બનાવેલાં અનેક સ્તોત્રોથી જગત્‌ને વિદીત કર્યું. બત્રીસ વરસની ટુંકી કારકીદીમાં, તાર, ટપાલ, રેલ્વે અને છાપખાનાની મદદ સિવાય, ભારતના ચારે ખુણામાં શ્રી શંકરનું નામ મનુષ્યોના હૃદયમાં પેઠું. 'હર હર મહાદેવ' અને 'લાડુ તમારે લાડુ' આ બે ગર્જનાને ભારતમાં પાછી લાવનાર આ મહાપુરૂપ છે. 'શિવ, વિષ્ણુ, દેવી, સૂર્ય અને ગણુપતિ અમારા દેવ છે,' એ વાતનો પુનરોદ્ધાર શ્રી શંકરે કર્યો. [ અગ્નિ દેવનો સમાસ શિવમાં થયો છે; કારણકે શિવ અગ્નિ સ્વરૂપ છે. ]

આચાર્યપદની આવશ્યકતા–જેમ રાજા વિના રાજ સચવાય નહીં; તેમ આચાર્ય વિના ધર્મ સચવાશે નહીં, એમ શ્રી શંકરને ખાત્રી થઈ; તેથી શ્રી શંકરે, પોતાના ચાર શિષ્યોને, આચાર્ય બનાવીને, હિંદની ચાર દિશામાં રાખ્યા. તે આશ્રમોનાં નામ નીચે પ્રમાણે–પશ્ચિમમાં દ્વારકામાં શ્રી સારદામઠ; પૂર્વમાં જગન્નાથજીમાં શ્રી ગોવર્ધનમઠ; ઉત્તરમાં હિમાલય ઉપર બદ્રીનારાયણ પાસે જ્યોર્તિમઠ; દક્ષીણમાં રામેશ્વરમાં શૃંગેરીમઠ. શારદાપીઠના પ્રથમ આચાર્ય સુરેશ્વરાચાર્ય [પૂર્વાશ્રમમાં મંડન પંડિત] ગોવર્ધનમઠના પ્રથમ આચાર્ય પદ્મપાદાચાર્ય; જ્યોર્તિમઠના પ્રથમ આચાર્ય તોટકાચાર્ય; શૃંગેરી મઠના પ્રથમાચાર્ય હસ્તામલક.

મઠસીસ્ટમ–બાળ બ્રહ્મચારી અને અંગઉપાંગ સાથે ચારે વેદ ભણેલો સમર્થ–પરમ વીતરાગી–નિર્લેપ સન્યાસી, તત્ત્વમસિનો ઉપદેશ લઇને, શ્રી શંકરાચાર્ય તરીકે સ્થપાય; અને બીજા તમામ સન્યાસીઓને મઠ મકાન વિગેરે માયીક લાલચથી તદ્દન મુક્ત રહેવું, એવી શ્રી શંકરે કડક આજ્ઞા કરી. માતા પિતાના હિતનાં વચનો, જેમ રેઢીયાર બાળક ન સમજે; તેમ સંસારથી કંટાળીને, માત્ર ભગવાં પહેરીને થએલા ત્યાગીઓ, શ્રી શંકરના રહસ્યને સમજી શકયા નહીં. તેઓ ધીમે ધીમે મઠ મકાનમાં લલચાયા. પરિણામે ત્યાગી મટીને રાગી થયા. વૈરાગી મટીને બેરાગી થયા. ભગવાં દેખીને ભરમાએલી ભોળી પ્રજા, આવા બેરાગીઓના ઉપદેશ સાંભળીને, નિર્માલ્ય બની ગઇ. આવા ભયંકર યુગમાં પણ, શ્રીસરયુદાસજી જેવા ત્યાગી કયાંઇક છે. તેઓ કયાંઇ લલચાતા નથી.

શ્રી આદ્યશંકરાચાર્યનું જીવનચરિત્ર–વિદ્યારણ્યસ્વામી [માધવ], આનંદગિરિ, ચિદ્વિલાસ, સદાનંદ, વિગેરે વિદ્વાનોએ શ્રી શંકરનું જીવનચરિત્ર લખ્યું છે. ઇ. સ. ૧૮૯૯ માં અમદાવાદવાળા શ્રીયુત્ કૃષ્ણુલાલ ગોવિંદરામ દેવાશ્રયીએ, માધવે રચેલા 'સંક્ષેપ શંકરજય' નામના ગ્રંથનું ભાષાંતર ઉત્તમ રીતે કર્યું છે. જીજ્ઞાસુઓએ દેવાશ્રયીનો ગ્રન્થ વાંચવા જેવો છે.

યાદ રાખવું કે–શ્રી શંકરનું વેદાંત શુષ્ક નથી, તે ભક્તિથી ભરપૂર છે. તેમનાં સ્તોત્રો સાખ પૂરે છે, કે–શ્રી શંકરાચાર્ય ભગવાનના પરમ ભક્ત હતા. ભારતના દુર્ભાગ્યે કેટલાએક સ્વાર્થી વિદ્વાનો તેમને માયાવાદી ચીત્રીને, પ્રજાને તેમના તત્ત્વથી વિમુખ રાખે છે.

આ પ્રણાલિકા ઘણો સમય ચાલી; પણ જેમ ઉદય પછી અસ્ત અને ખીલ્યા પછી કરમાવું, થયા કરે છે; તેમ આ સંપ્રદાયના સંતો વૈરાગને તજીને વૈભવમાં લલચાયા. ધર્મબંધનો ઢીલાં પડયાં. ધર્મ વિના પ્રજા ગભરાણી તે સમયે—

**શ્રીરામાનુજાચાર્ય**–ભારતની ધાર્મિક ભૂમિકા ઉપર શ્રીરામાનુજાચાર્ય દેખાયા. આશરે સંવત ૧૦૬૪ માં [ ચૈત્ર શુદી ૫. ] કર્ણાટક દેશમાં ભૂતપુરી નામના ગામમાં તેઓ જન્મ્યા હતા. પિતા કેશવ સોમયાજી, માતા કાંતીમતી. તેઓશ્રી શેષનારાયણના અંશરૂપ હતા, એમ કહેવાય છે. તેઓશ્રીએ ' યાદવ પ્રકાશ ' નામના સન્યાસી [વેદાંતી] પાસે, કાંચીપુરીમાં અભ્યાસ કર્યો. વેદાંતીએ વેદાંતના ઘમંડમાં રામાનુજને ઓળખ્યા નહીં. તેમની ઇર્ષ્યા કરી. યામુનાચાર્ય નામના એક વિશિષ્ટાદ્વૈતવાદી ભક્ત વેદાંતીએ, શ્રીરામાનુજનો શ્રીરંગ પટ્ટણમાં સત્કાર કર્યો. પૂર્ણાચાર્ય રામાનુજ સ્વામીના ગુરૂ. રામાનુજાચાર્ય એક મહાન્ વીતરાગી ગ્રહસ્થ હતા. તેઓશ્રીએ કાશીમાં આવીને પોતાના વિચાર–વિશિષ્ટાદ્વૈત મત–પ્રજાને આપ્યા. સન્યાસ લીધા પછી તેમનું નામ **યતિરાજ** હતું. બ્રહ્મસૂત્ર ઉપર શ્રીરામાનુજે જે ભાષ્ય લખ્યું, **તે શ્રીભાષ્ય** કહેવાય છે. આ સિવાય તેઓશ્રીએ વેદાર્થસંગ્રહ, વેદાંતસાર, વેદાંતદીપ, ગીતા ઉપર ટિકા વિગેરે તત્ત્વજ્ઞાનના અને ભક્તિના અનેક ગ્રન્થો લખ્યા. તે સંપ્રદાયમાં મોટા મોટા વિદ્વાનો છે. વિદ્વાનો પકવવા માટે સંસ્કૃત પાઠશાળાઓ પણ પુષ્કળ છે. રામાનુજ સંપ્રદાયના વૈષ્ણવો શ્રીવૈષ્ણવ કહેવાય છે. તેઓ શ્રીકૃષ્ણના ઉપાસક છે, અને શ્રીમદ્ ભાગવતને વેદાંત જેવું ગણે છે. તે સંપ્રદાયમાં વીર રાઘવાચાર્યે શ્રીમદ્ ભાગવત ઉપર ટિકા લખી છે. ૧૨૦ વરસની ઉમરે સંવત ૧૧૮૪ માઘ શુદી ૧૦ શનીવારે મધ્યાન્હે, શ્રીરંગપુરમાં તેઓશ્રીએ આ દેહનો ત્યાગ કર્યો.

યાદ રાખવું કે–શીવકાંચી અને વિષ્ણુકાંચીનો રાજા હિમશીતલ બૌદ્ધધર્મી હતો. ત્યાં શ્રી આદ્યશંકરાચાર્યે આવીને બૌદ્ધોને નસાડયા, અને શ્રીરંગજીની સ્થાપના કરી. શીવકાંચીના સ્મશાનમાં મહાદેવજીનું મંદિર છે. તે મંદિરના દ્વાર ઉપર જે શિલાલેખ છે. તે શ્રીશંકરના વિજયનું વર્ણન કરે છે.

**રામાનંદ સ્વામી**—રામાનુજ સંપ્રદાયમાં આશરે દોઢસો વરસ પછી, [ એટલે વિક્રમના ચૌદમા સૈકાની શરૂઆતમાં ] રામાનંદ સ્વામી થયા. તેમણે રામાનુજ સંપ્રદાયથી જુદા પડીને, કાશીમાં મઠ સ્થાપ્યો. એ રામના પરમ

ઉપાસક હતા. સંસ્કૃતને બદલે પ્રાકૃત ભાષામાં ઉપદેશ આપવાની પ્રથા તેમણે દાખલ કરી. મુસલમાનોના વખતમાં, ગમે તે કારણથી દુઃખી થએલા લોકોને, વૈરાગ્યની સીડી ઉપર ચડાવવા માટે, તેમણે ગમે તે વર્ણના લોકોને સાધુ બનાવીને સાધુનો સંઘ વધાર્યો. અગરજોકે આ સંઘે કોઇ સુપ્રસિદ્ધ ધાર્મિક જંગમાં ભાગ લીધો નથી; તોપણ ધીમે ધીમે ધાર્મીક યુદ્ધમાં કામ આવે એવું, સાધુઓનું મોટું સૈન્ય ઉભું થયું. નિર્વાણી અને ખાખીઓના અખાડાઓની શરૂઆત કરનાર રામાનંદ સ્વામી છે. ગામેગામ ઠાકરદ્વારા સ્થાપીને, તેમાં રામલક્ષ્મણ અને જાનકીની મૂર્તિઓ પધરાવીને, તે દેવનું પૂજન કરવા, તથા તે ગામમાં ઉપદેશ કરવા, સાધુઓને મોકલ્યા. તાર, ટપાલ, અને રેલ્વેના પાટા વિના, આખા હિંદમાં રામાનંદનો વિસ્તાર વધ્યો. પીપો, દાદુ, કબીરજી, મીરાં, તુલસીદાસજી વિગેરે સમર્થ સંતો આ સંપ્રદાયનાં છે. રામાનંદ સ્વામી દ્વારકાં જતાં પીપાને મળ્યા હતા; અને રામેશ્વર જતાં જ્ઞાનદેવજીની માતા રૂક્ષ્મણીને આલંદીમાં મળ્યા હતા. રામાનંદના આશીર્વાદથી [ શક ૧૧૯૭ સંવત ૧૩૩૨ માં ] રૂક્ષ્મણીને પેટે જ્ઞાનદેવજી અવતર્યા. [ જુઓ જ્ઞાનેશ્વરી ગીતા ].

બકરૂં કાઢતાં ઉંટ પેઠું–સુધારામાં સંકટ—રામાનંદ સ્વામીએ દેશકાળની સ્થિતિ જોઇને, બ્રાહ્મણ સિવાયના ઇતર વર્ણના લોકોને, ચતુર્થ આશ્રમમાં–ત્યાગાશ્રમમાં–આવવા ઉપદેશ કર્યો. આ સાધુઓએ અમુક અંશમાં ધર્મને ઉભો રાખ્યો. એટલે–દાદુ, નિશ્ચલદાસ, સુંદરદાસ, ચિદ્‌ઘનાનંદ વિગેરે કેટલાએક સંતોએ બહુ સારૂં કર્યું; તોપણ આ સંપ્રદાયના સાધુઓ દ્વારા, સંસ્કૃત વિદ્યાને, અને બ્રાહ્મણ-ધર્મને–શુદ્ધ સનાતન ધર્મને–ધક્કો વાગ્યો. તેનું પરિણામ અત્યારે આપણે જે જોઇએ છઇએ–તે આવ્યું. એટલે–ત્યાગીઓ રાગી બન્યા; સરકારની કોર્ટો સુધી તણાયા; અને બ્રાહ્મણો પોતાનું કર્તવ્ય ચૂકીને–પોતાનું ક્ષેત્ર તજીને–ઇતર ધંધામાં ઘુસ્યા. પરિણામે–પ્રજા રજળતી અને નિર્માલ્ય બની ગઇ. રામાનંદ સંપ્રદાયમાંથી કેટલાએક સાધુઓ તત્ત્વજ્ઞાનને રસ્તે ચડયા. તેમની પાછળ ઘણા સાધુઓ, ગાડરના ટોળાની માફક, પોતાની યોગ્યતાનો વિચાર કર્યા વિના, કર્મ માર્ગનો ત્યાગ કરીને–આચારવિચારને તજી દઇને, પરમહંસ અને માર્ગી સાધુ બન્યા. પ્રજાને પણ તે રસ્તો સહેલો લાગવાથી, પ્રજા પરમહંસ અને માર્ગીઓના જુથમાં ભળી. તે સંબંધમાં ભોજા ભકતે નીચે પ્રમાણે ચાબકા માર્યા—' જોઇ લ્યો જગતના બાવા, નિકળ્યા ધૂતીને ખાવા. ' ' બાવે ઘાલી ઝોળી, અને લુંટી દુનિયા ભોળી.' વિગેરે.

**' જેને કોઇ ઠેકાણે નહીં દાવો, તેનું નામ બાવો. '** આ સૂત્રને સાધુઓ વિસરી ગયા. તે સંબંધમાં તુલસીદાસજીએ પણ સમાજ પાસે પોતાની લાગણી–પોતાનો અફસોસ–વિદીત કર્યો છે કે—

ચોપાઇ–જે વર્ણાધમ તેલિ કુંભારા, શ્વપચકિરાત કોલ્હ કલવારા;
નારી મુઇ ગૃહસંપતિ નાસી, મુંડ મુંડાય ભયે સન્યાસી.
તે વિપ્રસન પાઉ પૂજાવહી, ઉભય લોક નિજ હાથ નશાવહીં.
વિપ્ર નિરક્ષર લોલુપ કામી, નિરાચાર શઠ વૃષલી સ્વામીઃ

× × × ×

છંદ–બહુ દામ સંવારહી ધામ યતિ, વિષયે હરિલીન્હ ગઇ વિરતિ.
તપસી ધનવંત દરિદ્ર ગૃહી, કલિકૌતુક તાત ન જાત કહી.
[ મોક્ષવાણી પાનુ ૮૧ ].

આતો ત્રણુસે વરસ ઉપરની વાત કરી. અત્યારની વાત તો કરાયજ નહીં. અત્યારે પ્રજા એટલી બધી અજ્ઞાન થઈ ગઈ છે કે–ભગવાં દેખીને ભટકે છે. પ્રજાએ યાદ રાખવું ઘટે છે કે–આપણા કરતાં સાધુઓના આહાર વિહાર ઘણા જ સાત્વિક હોવાં જોઇએ. ગાડી, ઘોડા કે મોટરમાં તેમને ન બેસાડાય. કેસરના તિલક અને પુષ્પના હાર તેમને ન હોય; તેમને દ્રવ્ય ન દેવાય. સાદું અન્ન અને સાદું વસ્ત્ર–તે સિવાય તેમને કાંઇ દેવું, તે પુણ્યને બદલે પાપ છે. [મનુસ્મૃતિ] પોતાને હાથે નરકની તૈયારી કરી લેવા જેવી આ ભૂલ છે. એક ચીંથરાની ઢીંગલીનાં દર્શન અને સ્પર્શ, સંતોને નરકમાં ફેંકી દે છે; ત્યારે હાલતી ચાલતી, ખાતી પીતી; હસતી રમતી–હાડકા ચામડાની ચેતન પુતળીયો, સાધુઓની સેવામાંજ પડી રહે, તે કેટલું વિપરિત ! આવું જયાં દેખો, ત્યાં એક અવાજે બોલો–કે–" આ અમારો ધર્મ નહીં. આ સનાતન નહીં. આ કલિયુગનો કંગાલ ધર્મ. " જો તમે કોઇ મંદિરના ટ્રસ્ટી હો, સાધુઓની બાબતમાં તમને કાંઈ લાગતું વળગતું હોય, તો તેમને વિદ્યા અને વૈરાગ્યનું પોષણ આપો. તેમને ભારતના શણગાર બનાવો. કુંભાદિના મેળાઓમાં, સાધુઓ લડે છે; ત્યારે સરકાર તેમનો ન્યાય તોળતાં તોળતાં હસે છે. સરકારી વકીલો અને સુધારકો આ સાધુઓને પોષણ આપનારાઓને ગાડર જેવા [અકલશૂન્ય] ગણે છે. વિદ્યા અને વૈરાગ્યથી જે સાધુઓ કંટાળતા હોય, તેમને સંસારમાં પાછા મોકલી દો. मणिना भूषितो सर्पः, किं असौ न भयंकरः ? વિદ્વાન્ હોય –પણ વૈરાગ્ય ન હોય–ચારિત્ર ન હોય, તો તેવા સંતને ત્વરાથી ફેંકી દો.

આજકાલ વૈભવે, વૈરાગ્યને અને વિદ્યાને, સાધુઓ પાસેથી, સોએ અઠ્ઠાણુ ટકા, નસાડી મૂકયાં છે; તેથી આટલી વાત કરી. આ બાબતમાં રામાનંદ સ્વામીનો દોષ નથી. તેઓશ્રી વિદ્યા અને વૈરાગ્યના મહાન્ ઉપાસક હતા. તેમનો ઉપદેશ પણ એજ હતો. તેમનો હેતુ જેઓ ન સમજ્યા, તેઓએજ પોતાના હાથ પગ બેવડી સાંકળથી બાંધ્યા.

સુચના—રામાનુજ સ્વામી હતા, તેજ રામાનંદ સ્વામી નહીં; પણ જુદી વ્યક્તિ સમજવી. શ્રીસ્વામી નારાયણને જે રામાનંદ સ્વામી મળ્યા, તે આ મૂળ રામાનંદ નહીં. મૂળ રામાનંદ ચૌદમા સૈકામાં હતા, અને શ્રીસ્વામીનારાયણને જે રામાનંદ સ્વામી મળ્યા, તે ઓગણીસમાં સૈકામાં હતા.

**માધવાચાર્ય અને નિંબાર્કાચાર્ય**—આ બે આચાર્યો ઈ.સ. ૧૨-૧૩ મા સૈકામાં થયા. માધવાચાર્ય ઋગ્વેદ સંહિતા વિગેરેના ખાસ અભ્યાસી હતા. નિંબકાચાર્યનું પ્રથમ નામ ભાસ્કરાચાર્ય. તેમનો નિવાસ વૃંદાવનમાં હતો. તેઓશ્રી સંબંધી એમ કહેવાય છે કે 'વૃંદાવનમાં એક જૈન સાધુ સાથે ધર્મની ચર્ચા કરતાં, સૂર્ય આથમવા વખત થયો. નિબંર્કાચાર્યે જૈન સાધુને વાળુ કરી લેવા જેટલો સમય, સૂર્યને થંભાવ્યો; તે ઉપરથી તેમનું નામ નિંબાર્ક પડયું. તે દ્વૈતાદ્વૈત વાદી હતા. તેમણે 'ધર્માબ્ધિબોધ' નામનો ગ્રન્થ લખ્યો છે.

**શ્રીવલ્લભાચાર્યજી**—આ આચાર્ય દક્ષીણમાં સ્તંભાદ્રિ પાસે કાકુંભકર નામની નગરીના મૂળ રહિશ. તૈત્તિરીય શાખાધ્યાયી. તૈલંગ બ્રાહ્મણ. જન્મ ઈ.સ. ૧૪૭૯ સંવત ૧૫૩૫ ચૈત્રવદી ૧૧. જન્મભૂમિ-રાયપુરજીલ્લો ચંપારણ્ય. પિતા લક્ષ્મણભટ્ટજી અને માતા યલ્લમાગારૂ. વિદ્યાનગરના પુરોહિત સુશર્મા યલ્લમાગારૂજીના પિતા હતા. શ્રી વલ્લભ મહા પ્રભુજીએ અગ્યારમે વરસે કાશીમાં વિદ્યાભ્યાસ પૂરો કર્યો, અને કાશીમાંજ પોતાના સ્વતંત્ર વિચારો આપવા માંડયા. તેજ વરસમાં પિતાનો દેહત્યાગ થતાં, શ્રીવલ્લભાચાર્યજી કાશીમાંથી નીકળીને દેશમાં વિદ્યાનાં અને તિર્થનાં સ્થાનોમાં વિચરવા લાગ્યા. વિદ્યાનગરમાં રાજા કૃષ્ણદેવે, ધર્મના નિર્ણય માટે, દેશોદેશના સન્યાસીઓ અને પંડિતોની સભા કરી હતી. શ્રીવલ્લભ મહાપ્રભુજી ફરતા ફરતા ત્યાં પધાર્યા. આ સભામાં તેઓશ્રી ઈ.સ. ૧૪૯૩ માં જીત્યા, અને સમગ્ર સભાએ તેમને આચાર્ય પદ આપ્યું. આ સભામાં શ્રીશંકરના, શ્રીરામાનુજના, માધવના, નિંબાર્કના અનુયાયીઓ હતા. યોગીઓ, કાપાલીકો [ભૈરવના ઉપાસકો], શૈવો, માહેશ્વરો, વીર વૈષ્ણવો, વિતરાગીઓ અને એવા બીજા અનેક સંપ્રદાયો પણ હતા. આ વખતે તેમની ઉમર ચૌદ વરસની હતી. ૨૮ વરસની ઉમર થતાં પહેલાં, હિંદની ત્રણવાર પગે ચાલીને પ્રદક્ષણા કરી. પછી તેઓશ્રી પરણ્યા. તેઓશ્રીનાં ત્યાગ વૈરાગ્ય અને વિદ્યા, એટલાં બધાં મોહક હતાં, કે મુસલમાન બાદશાહો પણ તેમને ચાહતા હતા. તેઓશ્રીએ શુદ્ધાદ્વૈત મતનું પ્રતિપાદન કર્યું, અને પુષ્ટિમાર્ગ સ્થાપ્યો. મુસાફરીમાં જ્યાં જ્યાં શ્રીમદ્ભાગવતનું પરાયણ કર્યું, તે સ્થાન બેઠક તરીકે હજી વખણાય છે. તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી શ્રીગુંસાઇજીના નામથી પ્રખ્યાત છે. તેમણે પિતાના કાર્યને દીપાવ્યું, અને પુષ્ટિ માર્ગનો પ્રચાર કર્યો. શ્રી ગુંસાઇજીને સાત પુત્રો. તેમની સાત ગાદી થઈ.

શ્રીમહાપ્રભુજીએ પ્રથમ દીક્ષા દામોદરદાસ, પ્રભુદાસ જલોટા અને કૃષ્ણદાસ વિગેરેને આપી. આ દીક્ષાનું બીજું નામ બ્રહ્મસંબંધ પાડયું. તેઓશ્રી કાશી પાસે ચરણાદ્રિ અને અડેલ નામના સુંદર ગામોમાં સાદાઇથી રહેતા હતા. શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ ૮૪ ગ્રન્થો લખ્યા કહેવાય છે. તેમાં—શ્રીમદ્ ભાગવત ઉપર સુબોધિની નામની ટિકા, બ્રહ્મસૂત્ર ઉપર અણુભાષ્ય, જૈમિની સૂત્ર-ભાષ્ય, તત્ત્વદીપ, તેની પ્રકાશ નામની ટિકા, પૂર્વમીમાંસાકારિકા, બ્રહ્મસૂત્રવૃત્તિ, પત્રાવલંબન, ષોડષગ્રન્થ વિગેરે મૂખ્ય ગ્રન્થો છે. શ્રી ગુંસાઇજીએ પણ વિદ્વન્-મંડન, પ્રબોધ, વિજ્ઞપ્તિ, શ્રીસુબોધિની ઉપર ટિપ્પણી વિગેરે ગ્રન્થો લખ્યા છે. સત્તરમાં સૈકામાં શ્રીપુરૂષોત્તમજી મહારાજ પ્રગટયા. તેઓશ્રીએ નવલાખ શ્લોકોનું પૂર થાય, એટલા ગ્રન્થો લખ્યા કહેવાય છે. તે પછી શ્રીહરિરાયજી થયા. તેમણે ૩૦૦ ઉપરાંત ગ્રન્થો લખ્યા કહેવાય છે. અણુભાષ્ય ઉપર આ સંપ્રદાયમાં પાછળથી થએલા આચાર્યોએ પ્રકાશ, રશ્મિ, વૃત્તિ, પ્રદીપ, વિતરણ વિગેરે નામની સંસ્કૃત ટિકાઓ લખી છે. સુબોધિની ટિકા ઉપર પણ પછીના આચાર્યોએ પ્રકાશ, વિવરણ, લેખ, યોજના, કારિકા વિગેરે નામની ટિકાઓ લખી છે. ભક્ત કવિ દયારામ અને એવા બીજા વૈષ્ણવ કવિઓએ પણ સાહિત્ય સેવા કરી છે. મી. તેલીવાળા, મી. પટવારી રણછોડદાસ, શ્રીયુત જેઠાલાલ-ભાઇ, વિગેરે વિદ્વાનો સંપ્રદાયના સાહિત્યને ખીલવવા, સારો પ્રયત્ન કરે છે.

**ધ્યેય**—શ્રીમદ્ ભાગવત અને શ્રીકૃષ્ણનું બાળ સ્વરૂપ સંપ્રદાયનું સાચું ધન છે—સાચું ધ્યેય છે. 'શ્રીમદ્‌ભાગવતનું યથાર્થ શ્રવણ અને પાલન તથા શ્રીકૃષ્ણની ભાવપૂર્વક સેવા, કલ્યાણનાં મૂખ્ય પગથીઆં છે;' એમ શ્રીવલ્લભાચાર્યે ટુંકામાં કહી દીધું. શ્રીવલ્લભકુળના બાળકો અદ્યાપિ પર્યંત, શ્રીકૃષ્ણની સેવાને પોતાનું સાચું કર્તવ્ય માનીને, મહાપ્રભુજીની આજ્ઞાનું યથાર્થ પાલન કરે છે. તે આજ્ઞામાં તેઓ કદિ મતભેદ કરતા નથી. એટલે-કૃષ્ણને મૂકીને રામને, અને રામને મૂકીને હનુમાનને, એમ તેઓ કદિ કરતા નથી. તેમ સેવામાં કદિ પ્રમાદ પણ કરતા નથી, તે ઘણુંજ પ્રશંસાપાત્ર છે. મોટા પુરૂષના બાળકોએ આ અનુકરણ કરવા જેવું છે. તેઓશ્રીએ બાવન વરસની ઉમરે, કાશીમાં હનુમાન ઘાટ આગળ, શ્રીગંગાજીમાં પ્રવેશ કરીને, દેહત્યાગ કર્યો.

**ચૈતન્ય ગૌરાંગ**—ઇ. સ. ૧૪૮૫ માં—સંવત ૧૫૪૨ માં ફાગણ શુદી ૧૫ મે ગૌરાંગ મહા પ્રભુજીનો જન્મ થયો. જન્મભૂમિ કલકત્તા પાસે ગંગાતટે **નદીઆ** [નવદ્વીપ]. આ ચમત્કારી પુરૂષે વિદ્યાભ્યાસ કરીને પાઠશાળા ખોલી. તેમની સ્ત્રીનું નામ લક્ષ્મી. ગૌરાંગને શ્રીમદ્‌ભાગવતે કાંઇક આપ્યું. આ કાંઇકે ગૌરાં-ગને દેવ બનાવ્યા. ગૌરાંગના જીવનમાં ભક્તિનો રંગ છલકાયો. છલકાઇને આખા બંગાળમાં રેલાયો. ગૌરાંગ એટલે રંગની રેલ. ગૌરાંગ એટલે પ્રેમનો સાગર.

અપૂર્ણ.

ગૌરાંગ એટલે ભક્તિની ભભક. લક્ષ્મી ગુજરી ગયા પછી, માતાના આગ્રહથી ગૌરાંગ વિષ્ણુપ્રિયા નામની કન્યાને પરણ્યા. નિત્યાનંદ નામનો સાધુ ગૌરાંગનો શિષ્ય થયો. ગૌરાંગનું હુલામણાનું નામ નિમાઇ; અને નિત્યાનંદનું ટુંકું નામ નિતાઇ. બંગાળામાં નિતાઇ–નિમાઈની જોડ ભકતોના હૃદયમાંથી હજી ગઈ નથી. જેમ ઉનાળામાં નદી ધીમે ધીમે કાંઠો છોડે, તેમ ગૌરાંગે ધીમે ધીમે સંસાર છોડયો–સન્યાસ ધારણ કર્યો. શ્રીકૃષ્ણચૈતન્ય નામ ધારણ કર્યું. ચુપચૂપ બેસી રહેવા સન્યાસ લીધો નહોતો; પણ સંસારથી મુક્ત થઇ, ભજનાનંદનું પાન કરવા, ગૌરાંગ સન્યાસી બન્યા હતા. 'હરિબોલ'–'કૃષ્ણ કહો મેરે ભાઈ !' આ અવાજે જયાં ત્યાં સંભળાવા લાગ્યા. પછી તેઓ દ્વારકાં, રામેશ્વર, કાશી વિગેરે સ્થળે ફર્યા. ત્યાંથી બંગાળામાં આવીને ૪૮ વરસની ઉમરે દેહ ત્યાગ કર્યો. ભજનાનંદમાં ગૌરાંગની નાચતી છબી જોવા જેવી છે. કલકત્તા ભજનાશ્રમમાંથી આ છબી મળી શકે છે. મી. શીશીરકુમાર ઘોશે ચૈતન્ય ગૌરાંગનું જીવનચરિત્ર ' લૉર્ડ ગૌરાંગ' નામના અંગ્રેજી ગ્રન્થમાં બહાર પાડયું છે. તેનું ભાષાંતર ગુજરાતીમાં થયું છે. તે સિવાય મી. નરેંદ્રનાથ ચેટરજીએ, ' ધી લાઈફ ઑફ લવ ' નામના અંગ્રેજી ગ્રન્થમાં ગૌરાંગનું જીવનચરિત્ર લખ્યું છે. જગન્નાથજીની યાત્રાએ જાઓ, તો નવદ્વીપ અવશ્ય જજો. ત્યાં ભજનાશ્રમ જોવા જેવું છે. આ સંપ્રદાયમાં જીવ ગોસ્વામીએ શ્રીમદ્ ભાગવતના ઉપર ટિકા લખી છે.

**નાનકે** શીખધર્મ સ્થાપ્યો; તેમાં ગુરૂ–ગોવિંદસિંહ વિગેરે મોટા સંત થયા. શ્રીહિતહરિવંશચંદ્રે ' રાધાવલ્લભી ' સંપ્રદાય ચલાવ્યો. વૃંદાવનમાં રાધાવલ્લભી સંપ્રદાયની મૂખ્ય ગાદી છે. ગુજરાતમાં તેનો પ્રચાર છે.

**પ્રણામી ધર્મ**—શ્રીપ્રાણનાથજી નામના સંતે બુંદેલખંડ પન્નામાં પ્રણામી ધર્મની સ્થાપના કરી. આ પંથ વૈષ્ણવોની લીલાઓને સ્વીકારે છે, પણ ગ્રન્થને ઇશ્વરરૂપે નમે છે; આ પંથ કાંઇક ઈસ્લામ ધર્મને મળે છે; કારણકે તેમાં કુરાનના અને વેદના સિદ્ધાંતો સેળભેળ છે. જામનગર, સુરત વિગેરે સ્થળે તેમનાં મંદિરો છે.

**શ્રીસ્વામીનારાયણ**—મુગલાઇનો નાશ અને અંગ્રેજી રાજ્યની સ્થાપનાના સંક્રાંતી સમયમાં, પ્રજાને વિહ્વળ દેખી, ભારતની ભૂમિ ઉપર–અને તેમાંએ ખાસ ગુજરાત કચ્છ અને કાઠીયાવાડમાં, જીવોનો ઉદ્ધાર કરવા, શ્રીસ્વામીનારાયણ પધાર્યા. તેમનો જન્મ ઇ.સ. ૧૭૮૧–સંવત ૧૮૩૭ રામનવમી. જન્મભૂમિ અયોધ્યા પાસે છપૈયા. સરવરિયા બ્રાહ્મણ. પિતા હરિપ્રસાદ [ ધર્મ ], અને માતા પ્રેમવતી [ ભક્તિ ]. સંવત ૧૮૪૯ ની અશાડ શુદી દશમે તેમણે ઘરનો ત્યાગ કરી તીર્થાટન શરૂ કર્યું. સ્વામીનારાયણ સંપ્રદાયનું બીજું નામ ઉદ્ધવસંપ્રદાય.

**શ્રીસ્વામીનારાયણનું** નામ નિલકંઠ હતું. ભરતખંડમાં ફરતા ફરતા **શ્રીસ્વામીનારાયણ** કાઠીયાવાડમાં આવ્યા. સંવત ૧૮૫૬ ના શ્રાવણવદી ૬ ને દિવસે માંગરોળ પાસે **લોજ**માં તેઓ પ્રથમ ઓળખાયા. લોજમાં તેમને શ્રી રામાનંદ સ્વામીના સમાચાર મળ્યા. તે વખતે રામાનંદ સ્વામી કચ્છમાં હતા. ગિરનાર પાસે પિપ્પલાણામાં રામાનંદ સ્વામીએ નીલકંઠ બ્રહ્મચારીને સંવત ૧૮૫૭ પ્રબોધિની એકાદશીને દિવસે દીક્ષા આપી, અને 'સ્વામી સહજાનંદ' નામ ધારણ કરાવ્યું.

**સ્વામીનારાયણને મળેલા રામાનંદ કોણ ?**–સંવત ૧૭૯૫માં તેઓશ્રી અયોધ્યામાં સરવરિયા બ્રાહ્મણને ઘેર જન્મ્યા હતા. તેમનું નામ રામશર્મા હતું. બારેક વરસે તેઓ ઘેરથી નીકળી તિર્થાટન કરતા હતા. કાઠીયાવાડમાં તળાજામાં કાશીરામ શાસ્ત્રીને ત્યાં રહી સંસ્કૃત ગ્રન્થોનું તેમણે અવલોકન કર્યું. ત્યાંથી દ્વારકા જઇ પાછા વળતાં, ગિરનાર પાસે ત્રંબા ગામમાં,સ્વામી આત્માનંદજીને ગુરૂ કરીને, તેઓએ પોતાનું નામ 'રામાનંદ' રાખ્યું. આત્માનંદથી સંતોષ નહીં પામીને, તેઓશ્રી દક્ષીણમાં રામાનુજ સંપ્રદાયમાં જોડાયા. ત્યાંથી વૃંદાવન આદિ ઠેકાણે ફરીને, પાછા કાઠીયાવાડમાં આવ્યા. શ્રીરામાનંદસ્વામીએ શ્રી આત્માનંદજીની ગાદીએ બેસીને, કચ્છ કાઠીયાવાડમાં ઉપદેશ આપવા માંડયો. આ અરસામાં તેમને શ્રી સ્વામીનારાયણ મળ્યા. યાદ રાખવું કે–ચૌદમા સૈકામાં કાશીમાં 'રામાનંદ' હતા, તે આ નહીં.

**કનકકાંતા અને શ્રીસ્વામીનારાયણ**—'કનકકાંતાનો ત્યાગ એજ સાચો ત્યાગ' એમ શાસ્ત્રો કહે છે, અને સાધુ–બ્રહ્મચારીઓ સમજે છે, પણ તે વસ્તુને બળ કરીને વર્તનમાં લાવનાર, શ્રીસ્વામીનારાયણ હતા. શ્રી સ્વામીનારાયણે સનાતન ધર્મના મહાન્ રોગને પારખ્યો–મહાન્ બેવકુફીને ઓળખી. તે રોગમાંથી બચાવવા હઠરૂપી સબળ શસ્ત્ર ધારણ કર્યું. શ્રી સ્વામીનારાયણની આ કડવી દવા [ચોખ્ખા ઉપદેશ] મુક્તાનંદ, ગોપાળાનંદ, નિષ્કુળાનંદ, પ્રેમાનંદ નિત્યાનંદ, શુકાનંદ વિગેરે ભાગ્યશાળી સંતોએ પ્રેમથી પીધી. આ દવા પીઇને તેઓ નિરોગ થયા, એટલું જ નહીં; પણ જગતને વિદીત કરી દીધું કે–'કનકકાંતામાં જે લપટાય' તે સાધુ બ્રહ્મચારી, સ્વામીનારાયણ સંપ્રદાયના હોય નહીં.

સ્વામીનારાયણ સંપ્રદાયની સ્ત્રિયો, સાધુ બ્રહ્મચારી અગર આચાર્યોના ચારિત્ર સાંભળીને રાજી થાય છે; તોપણ તેઓ કથાને બ્હાને–મુક્તિને બ્હાને–તરીને પાર ઉતરવાને બ્હાને–ભક્તિને બ્હાને અગર એવા કોઈ પણ કારણ સર, સાધુ બ્રહ્મચારી અગર આચાર્યોની પાછળ પાછળ ભટકતી નથી. સાધુ–બ્રહ્મચારી તેમ આચાર્યો સ્ત્રીઓ સાથે વાતચિત પણ કરી શકતા નથી. આચાર્યશ્રીની પત્નિ સંપ્રદાયની સ્ત્રિયોને કંઠી બાંધે છે; અને જે કાંઇ કરવા જેવું હોય, તે કહે

છે. કોઇ પણ સાધુ બ્રહ્મચારી, ગમે એવા પરમહંસ હોય તોપણ, એકલા ફરી શકતા નથી; બે સાથે રહીને હરી ફરી શકે છે. આ પ્રમાણે સ્ત્રીઓને અને સાધુ બ્રહ્મચારી તથા આચાર્યોને, ભયંકર આફતમાંથી બચાવી લઇને, કલ્યાણનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. અત્યાર સુધી આ વચનોનું જેઓ પાલન કરે છે, તેમને ધન્યવાદ ઘટે છે.

આ વસ્તુ સનાતન ધર્મની દરેક શાખાએ વર્તનમાં મુકવા જેવી છે. વિશ્વામિત્ર અને પારાશર જેવા સમર્થ સંતો, સ્ત્રીના સંગથી ડરે છે; ત્યારે આજકાલના પામર સાધુ સંન્યાસીઓ, ભકતો, અને આચાર્યો, સ્ત્રી શિષ્યાઓને પોતાની સેવામાં રાખે છે. સ્ત્રીયો વિના, ઘડી રહી શકતા નથી. બ્હેનોએ આવા કલિના કંગાલોથી અવશ્ય ચેતતા રહેવું ઘટે છે.

શ્રીસ્વામીનારાયણ અને યજ્ઞો—યજ્ઞોમાં પશુહિંસા અટકાવવાને, શ્રી સ્વામીનારાયણે કહી દીધું હતું કે-' યજ્ઞોમાં અગર ગમે તે પ્રકારના પૂજનમાં માંસ મદિરાનો ઉપયોગ કદિ કરવો નહીં. માંસ મદિરા પ્રસાદરૂપે આપે, તો પણ તેનો સ્વીકાર કરવો નહીં.'

શ્રીસ્વામીરારાયણ અને ભવાઇ, નાટક વેશ્યાના નાચ વિગેરે–મોક્ષની ઇચ્છાવાળા સત્સંગીઓને ભવાઈ, નાટક, વેશ્યાના નાચ અને એવા બીજા વિષયવૃદ્ધિ કરનારા તમાસાથી દૂર રહેવા શ્રી સ્વામીનારાયણે આજ્ઞા કરી.

પંચવ્રત—દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, તથા પોતે વટલવું નહીં, અને અન્ય કોઇને વટલાવવું નહીં; એ પાંચ વ્રત શ્રીસ્વામીનારાયણે દરેક શિષ્યને આપ્યાં. આ પાંચ વ્રતને 'વર્તમાન' કહે છે.

પંચાયતદેવ–સંપ્રદાયમાં મુખ્ય ભક્તિ શ્રીકૃષ્ણની છે; તોપણ વિષ્ણુ, શિવ, પાર્વતી, ગણપતી અને સૂર્ય–પંચદેવોનું પૂજન થાય છે. સંપ્રદાયમાં હનુમાનનું પૂજન પણ થાય છે.

સ્વામીનારાયણ અને ભક્તિ—ભક્તિ ભગવાનને ઘણી વહાલી છે, અને ગોપીઓની ભક્તિનાં શ્રીસ્વામીનારાયણે ઠેકઠેકાણે વખાણ કર્યા છે; તોપણ સ્ત્રીઓને પુરૂષો સાથે સેળભેળ થઇને દર્શન કરવાની, સ્વામીનારાયણે મના કરી છે; ત્યારે પુરૂષો સાથે શેળભેળ થઇને, રાસ રમવાની રજા, તો કેમજ આપે!

સ્વામીનારાયણ અને દર્શન—શ્રીઠાકોરજીનાં દ્વાર બહુ થોડો વખત ખુલ્લાં રહે; તો દૂરથી દર્શન કરવા આવનારાં, જરા વ્હેલું મોડું થતાં, અકળાઇ જાય. આ દુઃખના નિવારણ માટે પ્રભુના દ્વાર વિશેષ વખત ખુલ્લાં રાખવાની આજ્ઞા કરી. નાનાં ગામોમાં બ્હેનોને માટે ખાસ જુદાં મંદિર કરી આપીને, સંપ્રદાયની માનસીક પવિત્રતાની રક્ષા કરી.

**મંદિર અને કથા વાર્તા**—મંદિર એટલે માત્ર દર્શનનું સ્થાન નહીં; પણ તે સાથે જેમનાં દર્શન કરીએ, તેમાં પ્રીતિ થાય, એવી કથા વાર્તા વાળું સ્થાન. અમદાવાદ જેવા મોટા શહેરોમાં મુમુક્ષુઓની ખાસ સગવડ માટે, અને એ બ્હાને સાધુઓને સદા શ્રીહરિના શરણમાં રાખવા માટે, એક દિવસમાં પાંચ વખત કથા વાર્તા થાય છે.

આ નવીન વર્તનયુક્ત ફેરફારથી, સમાજ જાગ્રત થયો. અનેક મોક્ષાર્થીઓ આવીને મળ્યા. ગઢડાના દાદા ખાચરે, પોતાનું સર્વસ્વ આપી દઈને ગઢડાને ગોકુળ બનાવ્યું.

**ગ્રન્થો**—શ્રીસ્વામીનારાયણનાં પોતાનાં વચનામૃતો અને શિક્ષાપત્રી સંપ્રદાયના મૂખ્ય ગ્રન્થો છે. તે ઉપરાંત શ્રી ગોપાલાનંદ સ્વામીએ સંપ્રદાયનો સિદ્ધાંતસાર, ગીતાભાષ્ય, અને સૂત્રભાષ્ય લખ્યાં. નિત્યાનંદ સ્વામીએ હરિદિગ્વિજય લખ્યો. દીનાનાથભટ્ટે અને વાસુદેવાનંદ બ્રહ્મચારીએ સત્સંગજીવન અને સત્સંગભૂષણ નામના ગ્રન્થો લખ્યા. બ્રહ્માનંદ સ્વામી, દેવાનંદ, નિષ્કુલાનંદ, મુક્તાનંદ અને પ્રેમાનંદ સ્વામીએ ભજનના ભંડાર ભરી દીધા. દેવાનંદ અન પ્રેમાનંદ ઉત્તમ ગવૈયા હતા. મુક્તાનંદ સ્વામીએ મરણને આગલે દિવસે કલમ નીચે મૂકી હતી.

**સંપ્રદાયની અસર**—ઘાંચી, મોચી, ખોજાઓ અને અત્યંતજાદિ વર્ણો સુધી સંપ્રદાયના સિદ્ધાંતો પ્રસર્યા. તેઓ પણ ડુંગળી, લસણ, અને હિંગ ખાતા નથી. સ્નાન, ધ્યાન, દેવપૂજન અને દેવદર્શન કર્યા વિના, ભોજન લેતા નથી. ગાળ્યા વિના દુધ અને પાણી પીતા નથી. સુરતના પારસી અરદેશર કોટવાળને શ્રીસ્વામીનારાયણે પોતાનો કર્યો હતો.

**સમૈયા**—વિચારોની આપલે કરવા, અને અમુક સમયમાં થએલી અંધાધૂનીને દૂર કરવા, જેમ કુંભારિ મેળાઓ (Religious conference)ની ગોઠવણ છે, તેમ સંપ્રદાયના દોષો દૂર કરવા, અને એક બીજાને મળીને ભગવદ્ભાવ વધારવા માટે, શ્રીસ્વામીનારાયણે સમૈયાની ગોઠવણ કરી જણાય છે.

હિંદુધર્મનું સંશોધન કરનારા કેટલાએક અંગ્રેજી વિદ્વાનો, શ્રીસ્વામી નારાયણને A great Hindu Reformer–મોટો હિંદુ સુધારક–ગણે છે.

**અનન્યભાવ**—આ સંપ્રદાયના સાચા સત્સંગીઓ, દર્શનને બ્હાને, અગર કથા વાર્તા સાંભળવાને બ્હાને, જ્યાં ત્યાં રજળતા નથી. મરતાં સુધી અનન્યભાવ કેળવીને, તેઓ મરવા વખતે કહે છે કે–' જુઓ મને મહારાજ તેડવા આવ્યા છે. '

**દેહત્યાગ**—ગઢડામાં દાદાખાચરને ઘેર સંવત ૧૮૮૬ માં જેઠ શુદી

૧૦ ને દિવસે સ્વામીશ્રીએ દેહત્યાગ કર્યો. અમદાવાદમાં અને વરતાલમાં આ સંપ્રદાયની મોટી ગાદીઓ છે.

**સંત** નામના કોઈ પુરૂષે સંતરામનો માર્ગ ચલાવ્યો. તેમનાં મંદિરો નડીયાદ, ઉમરેઠ વિગેરે સ્થળે છે.

**હરિકૃષ્ણ મહારાજ**—સંવત ૧૮૯૦ થી ૧૯૨૪. હરિકૃષ્ણમહારાજ ચુડા [કાઠીયાવાડ] ના રહીશ. ઔદિચ્ય બ્રાહ્મણ. સ્વામીનારાયણ સંપ્રદાયને મળતો તેમનો સંપ્રદાય છે, તેમનાં વચનામૃતો શ્રીસ્વામીનારાયણના વચનામૃતોને મળતાં છે. તેમાં ધર્માનંદ વિગેરે સારા સાધુઓ હતા. હરિકૃષ્ણ મહારાજનાં વચનામૃત (મુખસિદ્ધાંત) ઉપરાંત, ભાગવતધર્મ, મોક્ષધર્મ, લીલાઓ, કીર્તનમાળા વિગેરે સદ્ગ્રન્થો વાંચવા જેવા છે. અમદાવાદમાં મકેરીવાડમાં તેમનું મંદિર છે. ચુડા, ધોળકા, સોજીતરા, ખંભાત વિગેરે સ્થળે તેમનાં મંદિરો છે.

સારસામાં કુબેરદાસનો પંથ ચાલે છે, અને ભાદરણમાં પુરૂષોત્તમ ભગવાને નવીન અક્ષરમુક્તાનંદ પંથ સ્થાપ્યો છે.

**આર્યસમાજ**—આર્યસમાજના સ્થાપક સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી હતા. તેમનો જન્મ સવંત ૧૮૮૧ ઇ. સ. ૧૮૨૪ માં કાઠીયાવાડમાં મોરબી પાસે **ટંકારા** ગામમાં થયો. તેમનું પૂર્વાશ્રમનું નામ મુળશંકર હતું. તેઓ ઔદિચ્ય [ઉદિચ્ય] સામવેદી શૈવ બ્રાહ્મણ હતા. બાલ્યાવસ્થામાં સમગ્ર યજુર્વેદની સંહિતા અને બીજા શ્લોકો તથા સ્તોત્રો તેમણે કંઠસ્થ કર્યા હતા. સવંત ૧૮૯૪ ની શીવરાત્રીને દિવસે બીજા બ્રાહ્મણો સાથે, તેઓ શિવ મંદિરમાં રાત્રે પૂજન કરવા ગયા હતા. તે રાત્રીએ શૈવોએ જાગરણ કરવું જોઈએ, પણ રાત્રીનું મહાપૂજન થયા પછી, સૌ એક પછી એક આડાઅવળા સુઇ ગયા. વ્રતની સંપૂર્ણતા માટે મૂળશંકર જાગતા હતા, અને ગાયત્રીનો જપ કરતા હતા. તે વખતે શાંતિનો લાભ લઈને, એક ઉંદરે શિવલિંગ ઉપર ચડીને, ચોખા વિગેરે જે પદાર્થ, ત્યાં પૂજન વખતે ચડાવ્યા હતા, તે ખાધા. આ દેખાવે મુળશંકરના હૃદયમાંથી મૂર્તિઓ પ્રત્યેની ભાવના નષ્ટ કરી. તેમના પિતાને તે સંબંધમાં કેટલાએક પ્રશ્ન કર્યા, અને પિતાએ કેટલાએક ખુલાસા પણ કર્યા; તો પણ તેથી મૂળશંકરના મનનું સમાધાન થયું નહી. પિતાની મર્યાદાથી, તે વખતે તેમણે કાંઈ કહ્યું નહીં; પણ તેમને એટલી ખાત્રી થઇ કે–વેદોમાં જે શિવ છે; વેદોમાં જે પરમાત્મા શિવ સ્વરૂપનું વર્ણન છે, તે આ લિંગમાં નથી. તેમણે શિવલિંગનો અનાદર કર્યો; પણ શિવ અને રૂદ્રાક્ષનો અનાદર કર્યો નથી. મૂર્તિ પ્રત્યેથી પાછું વળેલું મન વેદવિદ્યા તરફ વળ્યું. તેથી સ્વામીએ નિઘંટુ, નિરૂક્ત, પૂર્વ મીમાંસા, વિગેરે સદ્ગ્રન્થોનો બહુ સારી રીતે અભ્યાસ કર્યો. સવંત ૧૮૯૯માં સ્વામીની બ્હેન અને પછી કાકા અચાનક મરણ પામ્યા. આ બે મરણથી સ્વામીજીને સંસારમાં

તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થયો. પૂર્વના શુભ સંસ્કારોથી, તેમને અમર ઔષધી–બ્રહ્મવિદ્યા–પ્રાપ્ત કરવા, તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. આ સ્થીતિમાં તેમણે ગુપ્ત રીતે ઘરત્યાગ કર્યો. 'શુદ્ધ ચૈતન્ય' નામ ધારણ કરીને બ્રહ્મચારીના વેષમાં ફરવા માંડયું. શુદ્ધ ચૈતન્યને પુત્રવત્સલ પિતાએ સિદ્ધપુરમાં પકડયા. ત્યાંથી છટકીને બ્રહ્મચારી નર્મદા કિનારે આવ્યા. સંતોની શોધ અને વિદ્યાભ્યાસ આ બે તેમનાં ધ્યેય હતાં. પૂર્ણાનંદ સરસ્વતી નામના દંડી સન્યાસીએ તેમને સન્યાસ દિક્ષા આપીને 'દયાનંદ સરસ્વતી' નામ પાડયું. નર્મદા કાંઠે વ્યાસાશ્રમમાં યોગાનંદ સ્વામી પાસે તેમણે યોગનો અભ્યાસ કર્યો. ત્યાંથી કરનાળી, અમદાવાદ–દુધી ઋષિનો આશ્રમ, આબુ વિગેરે સ્થળે થઇને હરદ્વાર, કેદારનાથ, બદ્રીનારાયણ, જ્યોતિર્મઠ વિગેરે સ્થળે સ્વામી ફર્યા. ત્યાંથી પાછા વળીને દક્ષીણ ગયા. દક્ષીણથી પાછા મથુરામાં આવીને સ્વામીશ્રી વિરજાનંદ પાસે ત્રણ વરસ ઘણીજ ખંતથી વિદ્યાભ્યાસ કર્યો. એક વખત ભણાવતાં ભણાવતાં વિરજાનંદે સ્વામીજીને લાકડી મારી હતી. તે એંધાણ સંભારીને, સ્વામી, વિરજાનંદનો ઉપકાર માનતા હતા. વિરજાનંદ પાસે રહીને અષ્ટાધ્યાયી, મહાભાષ્ય, વિગેરે અનેક સદ્ગ્રન્થોનો અભ્યાસ કર્યો. વિરજાનંદને લવીંગ બહુ ભાવતા હતા; તેથી સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીએ ગુરૂદક્ષણામાં સ્વામીને અરધો શેર લવીંગ આપ્યા. તે દક્ષણાનો સ્વિકાર કરીને ગુરૂ બોલ્યા કે 'અવિદ્યાને દૂર કર, અને વેદવિદ્યાનો પ્રચાર કર' આ વચનોએ સ્વામીજીની કર્તવ્ય બુદ્ધિને જાગ્રત કરી. આ વખતે (સંવત ૧૯૨૦ માં) સ્વામીશ્રી દયાનંદની ઉમર ૪૦ વરસની હતી.

સંવત ૧૯૨૦ થી જ્ઞાનપ્રચારનું કાર્ય શરૂ કર્યું. વેદ, ઉપનિષદ્ ગીતા વિગેરેનો ઉપદેશ કરીને, તેમણે મૂર્તિપૂજન, ભાગવતાદિ પુરાણો, કંઠી, તિલક શ્રાદ્ધક્રિયા અને ગંગાદિ તિર્થોનો નિષેધ કર્યો. તેમના મત પ્રમાણે શ્રીમદ્ ભાગવત વેદવ્યાસકૃત નથી; પણ બોપદેવકૃત છે. ગાંજો, અફીણ વિગેરે વ્યસનોનો પણ તેમણે નિષેધ કર્યો. તેઓશ્રી હવન, પંચમહાયજ્ઞ, અને સંધ્યા વંદનાદિ કરવા દરેકને આગ્રહ કરતા હતા. સંસ્કૃત વિદ્યા ભણવા ભણાવવા, તથા સંસ્કૃત અને વૈદિક શાળાઓ સ્થાપવા તેમને ભારે ખંત હતી. કૃત્રીમતા છોડી દઇને સત્યને અનુમોદન આપવા, તેઓશ્રી વારંવાર પ્રાર્થના કરતા હતા. આગ્રા, ધોલપુર થઇને તેઓ ગ્વાલીયરમાં પધાર્યા. તે સમયે ત્યાં રાજ તરફથી ભાગવતની અષ્ટોત્તર શત પારાયણ હતી. સ્વામીએ તેનો નિષેધ કર્યો. ત્યાંથી જયપુર પધાર્યા. ત્યાં વૈષ્ણવ મતનું ખંડન કરી શિવ મતનું સ્થાપન કર્યું. ત્યાંથી અજમેર થઇને પુષ્કરરાજ ગયા. પુષ્કરરાજમાં વ્યંકટ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ કર્યો. તેઓશ્રી સાધુ, સન્યાસી અને બ્રાહ્મણોને કહેતા કે–'ખીર પૂરીના લોભમાં ન પડતાં, કમર કસીને વિદ્યાભ્યાસ કરો, અને જે તમે જાણ્યું તે જગતને આપો. તમે જન્મ-

પત્રિકાના કરતાં કર્મપત્રિકામાં વિશેષ શ્રદ્ધા રાખો.' ત્યાંથી પાછા અજમેર આવીને, વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કર્યો. કૃષ્ણગઢમાં શ્રીવલ્લભ સંપ્રદાયના વિદ્વાનો સાથે ફરી શાસ્ત્રાર્થ કર્યો. ત્યાંથી મથુરા થઇને ઇ. સ. ૧૮૬૭ માં હરદ્વારના કુંભના મેળામાં આવ્યા. સાધુ વૈરાગીને રાજઠાઠમાં રમતા જોઈને, દયાનંદને તેમના ત્યાગ ઉપર દયા આવી. વૈરાગીઓના ઠાઠ, ઝઘડા અને નિરક્ષરપણું જોઈને સ્વામીજીને બહુ લાગી આવ્યું. જહાંગીર બાદશાહે 'તુજક જહાંગીરી' નામના ગ્રન્થમાં આ મેળાના રેઢીયાર ત્યાગીઓની ઘણી હાંસી કરી છે. 'વિક્રમના સાતમા સૈકામાં આ મેળો હતો,' એમ ચીનના પ્રખ્યાત પ્રવાસી હ્યુએન સંગે નોંધ કરી છે. ઇ. સ. ૧૮૬૭ ના મેળામાં સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીએ પોતાની ઝુંપડી ઉપર 'પાખંડખંડ'ની ધજા ચડાવી હતી. કાશીના સમર્થ સન્યાસી વિશુદ્ધાનંદ અને બીજા કેટલાએક પંડિતો સાથે શાસ્ત્રાર્થ થયો હતો. પંડિત શ્યામસિંહ, અમૃતસરવાળા આત્મસ્વરૂપ, સંત અમરસીંહજી નિર્મળા, દાદુપંથી સાધુ મહાનંદ સરસ્વતી વિગેરે અનેક સંતો સ્વામીજીને આ મેળામાં મળ્યા; અને તેમની પ્રવૃત્તિથી વાકેફ થયા. હરદ્વારથી પાછા વળીને સ્વામીજીએ તીવ્રત્યાગનું પાલન કર્યું. ગંગાતટે એકલી લંગોટીભર ઘણો સમય પસાર કર્યો. ગંગા કિનારે અંગદ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ કર્યો. કાનપુર, અયોધ્યા, દિલ્હી વિગેરે સ્થળે રામલીલા અને કૃષ્ણલીલા થતી હતી, તેનો સ્વામીજીએ સખત વિરોધ કર્યો.

ઇ. સ. ૧૮૬૯ થી ૧૮૭૯ સુધીમાં સ્વામી, સાત આઠ વખત કાશીમાં પધાર્યા, અને શાસ્ત્રાર્થ માગ્યો. શાસ્ત્રાર્થમાં સ્વામી વિશુદ્ધાનંદ, પંડિત બાલ-શાસ્ત્રી, પંડિત શિવસહાય, માધવાચાર્ય વિગેરે સમર્થ વિદ્વાનો સામે આવ્યા. ઇ. સ. ૧૮૭૯ માં કાશીમાં આર્યસમાજની સ્થાપના કરી, અને વૈદિક શાળા ખોલી. થીઓસોફીના ચાલક અમેરિકન કર્નલ ઓલ્કોટ અને મેડમ બ્લેવે-ટસ્કી સ્વામીજીને ઈ. સ. ૧૮૭૯ માં કાશીમાં મળ્યા. સ્વામીજી સંસ્કૃત ભાષામાં વ્યાખ્યાન કરતા હતા; ખાસ આગ્રહ થાય ત્યારેજ હિંદીમાં બોલતા હતા. સ્વામીજીનાં વ્યાખ્યાનો સાંભળવા ઉપલી બે અમેરિકન વ્યક્તિઓ કાશીમાં રોકાઈ હતી.

કાશીથી વચ્ચે વચ્ચે પટણા, ભાગલપુર, વિગેરે સ્થળોમાં થઇને સ્વામી, કલકત્તા પધાર્યા. પંડિત હેમચંદ્ર, કેશવચંદ્ર બોઝ, મહર્ષિદેવેંદ્ર વિગેરે સ્વામીજીને મળ્યા. પંડિતો સાથે શાસ્ત્રાર્થ કર્યો. આર્યસમાજની સભા સ્થાપી. ત્યાંથી પાછા કાશી, મથુરા થઇને નાસીક આવ્યા. નાસીકથી ૧૮૭૪ માં સ્વામીજી મુંબઇમાં પધાર્યા. વલ્લભસંપ્રદાયના પંડિતો સાથે શાસ્ત્રાર્થ કર્યો. મુંબઇથી ૧૮૭૪ ના ડીસેંબરમાં અમદાવાદ આવી શાસ્ત્રાર્થ માગ્યો. ગવર્નર સાહેબ રાજકોટમાં આવેલા હોવાથી, તે સમયનો લાભ લેવા સ્વામીજી રાજકોટ પધાર્યા.

બાર વ્યાખ્યાનો આપ્યાં. રાજકુમાર કોલેજના પ્રીન્સીપાલે સ્વામીજીને ઋગ્વેદની બે પ્રતો ભેટ આપી. રાજકોટથી અમદાવાદ આવીને, સ્વામીજીએ સ્વામીનારાયણ સંપ્રદાય સાથે બાથ ભીડી. અમદાવાદથી મુંબઇ પાછા જઈને સંવત ૧૯૩૨માં ગીરગામમાં આર્યસમાજની સ્થાપના કરી, અને તેના નિયમો ઘડયા.

ઈ.સ. ૧૮૭૭ માં દિલ્હી દરબાર વખતે પોતાના વિચારો આપવા માટે, સ્વામીજી દિલ્હીમાં હાજર થયા. ત્યાંથી લાહોર, અમૃતસર, ગુરૂદાસપુર, જલંધર, ફિરોજપુર, રાવલપીંડી, ઝેલમ, વજીરાબાદ ગુજરાનવાલા, મુલતાન, રૂડકી, અલિગઢ, મીરત, વિગેરે ઠેકાણે ફર્યા. લાહોરમાં આર્યસમાજ સ્થાપી. ત્યાંથી મુંબઇ, ઉદેપુર, અને અજમેર થઇને જોધપુર આવ્યા. જોધપુરમાં તબીયત બગડી. જોધપુરથી આબુ થઈને સ્વામીજી અજમેર આવ્યા. સંવત ૧૯૪૦ આશો વદી અમાસ ઇ.સ. ૧૮૮૩ ના અકટોબરની ૩૦ મી તારીખે સ્વામીજીએ અજમેરમાં દેહત્યાગ કર્યો.

જ્ઞાન પ્રચારનું કાર્ય—સંવત ૧૯૨૦ થી ૧૯૪૦ સુધી ૨૦ વરસ કર્યું; પણ ટુંક સમયમાં આખા હિંદને હચમચાવી દીધું. મૂર્તિખંડન, તીર્થખંડન, શ્રાદ્ધખંડન, અસ્પર્શાસ્પર્શ, વિધવાવિવાહ અને એવાં બીજાં કેટલાંએક કાર્યો આપણને ન ગમે; તોપણ આપણે એમ કહેવું પડે, કે–સ્વામી દયાનંદ તે એક સામાન્ય સન્યાસી નહીં; પણ એક મહાન્ વિદ્યાવિલાસી વિદ્યાર્થી; પ્રખર વિદ્વાન્, પરમ વૈરાગી, અને નિડર વકતા. માત્ર વકતા જ નહીં, પણ સમર્થ યોજકઃ પશ્ચિમના પવનમાં તણાતા અને બાઈબલાદિમાં પોતાના ધર્મને શોધતા અનેક નવીન વિદ્વાનોને વેદનો રસ ચખાડનાર.

**સાર**—તમામ સંપ્રદાયો વૈદિક હોવાનો દાવો કરે છે; પણ વેદનાં પુસ્તકોનો અભ્યાસ અને પ્રચાર, આર્યસમાજે જેટલો કર્યો છે, તેટલો કોઈ સંપ્રદાયે હજી કર્યો જણાતો નથી.

મૂર્તિઓને અને તિર્થોને માત્ર નિર્વાહનું સાધન સમજીને, અભણ, આળસુ, અને મોજીલા બનેલા બ્રાહ્મણ સાધુઓને દેખીને, સ્વામીજીએ તેમને વગોવ્યા જણાય છે. સ્વામી દયાનંદજીને નિંદવા પહેલાં, આવા બ્રાહ્મણ સાધુઓએ, વિદ્યા, ખંત અને વૈરાગ્યનો આદર કરવો ઘટે છે. સંપ્રદાયોમાં અને મંદિરોમાં માત્ર કંઠી બાંધવી, દર્શન કરાવવાં, અને તે દ્વારા સંપ્રદાયનો ઠાઠ સાચવી રાખવો, એટલુંજ સંપ્રદાયોનું અને મંદિરોનું કર્તવ્ય નથી; પણ તેથી ઘણું વિશેષ છે. શિષ્ય વર્ગને ધાર્મિક શીક્ષણ આપવું; દર છ માસે તેમની પરીક્ષાઓ લેવી; પાસ થાય, તેમને ઇનામ આપવાં. અધિકારી શિષ્યોને સંપ્રદાયના દરેક ગ્રન્થોથી વાકેફ કરવા. તેમાંએ જે ઉત્તમ અધિકારી શિષ્યો હોય; તેમને વેદાધ્યયન કરાવીને, વેદના રહસ્યથી વાકેફ કરવા જોઇએ.

વેદના અંગ ઉપાંગો સહિત, ચારે વેદમાં પારંગત એવા, એકાદ બે શિષ્યો, દરેક સંપ્રદાયમાં દર વરસે પાકવા જોઇએ. સંપ્રદાયની અગર મંદિરની લક્ષ્મીને રાજઠાઠમાં રમાડવા કરતાં, વિદ્યામાં રમાડવામાં આવે, તો આ લક્ષ્મી-આ પ્રવૃત્તિ-દયાનંદ સરસ્વતી જેવા એક નહીં, પણ અનેક વિદ્વાનોને પહોંચી વળે. સંપ્રદાયના સારા સારા ગ્રન્થોને, સરલ ટિકાઓથી શણગારીને, સ્થૂલ બુદ્ધિ વાળા શિષ્યો સુધી, તે પ્રવાહને જવા દેવો જોઇએ. તે ઉપરાંત પોતાના સંપ્રદાયની પુષ્ટિ માટે, સમયાનુસાર નાનાં નાનાં નવીન પુસ્તકો બહાર પાડવાં જોઇએ. દરેક મોટા સંપ્રદાયોમાં, આચાર્યશ્રીની આજ્ઞાઓથી ભરપૂર-સરકારી ગેઝેટના જેવું-એક નાનકડું માસીક નિયમસર પ્રગટ થવું જોઇએ.

અફસોસની વાત છે કે—કેટલાએક સંપ્રદાયોમાં અગર સારાં સારાં મંદિરોમાં, વેદધર્મનાં પુસ્તકોજ નથી. સોએ પંચાણું ટકા શિષ્યોએ ચારે વેદનાં દર્શન પણ કર્યા નથી. જ્ઞાનપંચમીને દિવસે જ્ઞાનભંડારમાં ઘીના દીવા કરીને, વેદાદિ ગ્રન્થોનાં દર્શન કરાવવાં જોઇએ. નિર્વાહને માટે બ્રાહ્મણો ભલે ગમે તે ધંધો કરે; પણ તેમણે પોતાના વેદનું પુસ્તક પોતાના ઘરમાં રાખવુંજ જોઇએ. અવકાશ લઇને તેનો અભ્યાસ પણ કરવો જોઇએ.

છેવટમાં કહેવાનું કે—આર્ય સમાજે હિંદુઓને વીરતા શીખવવા જેટલો પ્રયાસ કર્યો છે, તેટલો પ્રયાસ બીજા કોઇ અર્વાચીન ધર્મ પ્રવાહે કર્યો નથી. **' મુસલમાનોથી અને ખ્રિસ્તીઓથી બચો. ' ' દીન ન થાઓ; પણ વીર થાઓ. '** એ આર્યસમાજના ભણકારા છે. અનેક વહેમોથી ઘેરાએલી, બહારના લુંટારૂઓથી લુંટાતી, અને અંદરના ચુસનારાઓથી ચુસાતી-હિંદુ જનતાને આર્યસમાજે જેટલી જાગ્રતી આપી છે, તેટલી જાગ્રતી ઈતર ધર્મપ્રવાહે આપી નથી. શ્રી શ્રદ્ધાનંદજી, લાલા લજપતરાય, વિગેરે કેટલીએક વ્યક્તિઓ આર્યસમાજના શણગાર છે. હિંદુધર્મનો ડોળ કરનારા ખ્રિસ્તીઓની અને મુસલમાનોની પાછળ, રજળતા કેટલાએક કાંગલા હિંદુઓને, આર્યસમાજે ઉંઘમાંથી જગાડીને, વેદધર્મમાં પાછા આણ્યા છે.

કેટલાએક ધર્મઠગોના ધતીંગ દેખીને, સર્વને ધતીંગ માની બેઠેલાં નવીન યુગના કેટલાંએક મનુષ્યોને, ક્રિચીનાયાનીટિમાં આંજી દેવા, કેટલાએક પાદરીયો, જે સમયે આમતેમ ઘુમી રહ્યા હતા; અત્યંજાદિ નીચ વર્ણોની સાથે કેટલાએક ભણેલા ભૂતો પણ, ક્રિચીયાનીતિનું ડુગડુગીયું સાંભળીને, જે સમયે ધૂણાવા લાગ્યા હતા; તે સમયે રામકૃષ્ણ મિશન, સ્વામી વિવેકાનંદ, થીઓસોફી, આર્યસમાજ, બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ વિગેરે નવીન મંડળો ભારતમાં જન્મ પામ્યાં.

**થીઓસોફી**—‘કર્નલ ઑલ્કોટ’ અને ‘મૅડમ બ્લેવેટસ્કી’ એ ઇ. સ. ૧૮૭૫ માં આ મંડળ પ્રથમ અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં સ્થાપ્યું. દુનિયાના ધાર્મિક સિદ્ધાંતો કરતાં, ભારતના ધાર્મિક સિદ્ધાંતો પ્રાચીન છે, અને સંગીન છે, એવી ધારણાથી, તે બેઉ વ્યક્તિઓ ઇ.સ. ૧૮૭૯ માં કાશીમાં આવ્યાં. તે વખતે ત્યાં સ્વામી દયાનંદજીને મળ્યા. થોડા દિવસ સ્વામીજીનાં વ્યાખ્યાનો સાંભળીને, તેમણે વૈદિક રહસ્યનું પાન કર્યું. કાશીમાં થીઓસોફીના મંડળની સ્થાપના કરી, અને લેડી એનીબિસાંટને હિંદનો કારભાર સોંપ્યો. ‘લેડબીટર’ નામની વ્યક્તિ એ પણ, આ ક્ષેત્રમાં સારૂં કામ કર્યું છે.

લેડી એનાબિસાંટે હિંદુશાસ્ત્રોનો સારી રીતે અભ્યાસ કરીને, ઉત્સાહ ભેર કામ ઉપાડયું. અંગ્રેજીશાળા પાઠશાળાઓમાં ભણતા અને ભણેલા નવીન વિદ્વાનો, બિસાંટના મીઠાં મધુરાં અંગ્રેજી વ્યાખ્યાનો સાંભળીને ગાંડા બન્યા. ભગવદ્‌ ગીતા, ઉપનિષદ્‌ અને એવાં બીજાં અનેક ગ્રન્થોનાં, અંગ્રેજીમાં ભાષાતર થયાં. બ્રાહ્મણ સાધુની વાણી સાંભળતાં, જે નવીન વર્ગ અચકાતો હતો, લજવાતો હતો; તે અંગ્રેજી ભાષાદ્વારા ભારતના રત્ન ગ્રન્થોનું પાન કરવા લાગ્યા. લેડીબિસાંટે સેંટ્રલ હિંદુકોલેજ સ્થાપી. ઈ.સ. ૧૯૦૧ માં હિંદુકોલેજમાંથી એક માસીક નીકળવા લાગ્યું. આ પ્રવૃત્તિ સાથે બીસાંટે જ્યાં ત્યાં ફરવા માંડયું, અને હિંદમાં અનેક ઠેકાણે થીઓસાફીકલ સોસાઇટીઓ સ્થાપવા માંડી. મદ્રાસ પાસે અડીયારમાં તેમની મોટી ઓફીસ છે. હિંદની બહાર યુરોપ, અમેરિકા, જાપાન, ચીન, આસ્ટ્રેલિયા, ન્યુઝીલાંડ, નાતાલ વિગેરે અનેક ઠેકાણે થીઓસોફીની સાખાઓ છે. મિસીસ બિસાંટે તત્ત્વજ્ઞાનના કેટલાએક મૂળ ગ્રન્થોનાં અંગ્રેજીમાં ભાષાંતર કરીને, અને એવા બીજા નવા ગ્રન્થો લખી આપીને, નવીન યુગને આંજી દીધો. અનેક સંસ્થાઓ સ્થાપી, અને બહુ સારી રીતે ચલાવી. યાદ રાખવું ઘટે છે કે-તે એક સામાન્ય સ્ત્રી નથી.

લેડી બ્લેવેટસ્કીના મત પ્રમાણે થીઓસોફીના સિદ્ધાંતો નિચે પ્રમાણે છે—

A clean life, an open mind, a pure heart, an eager intellect, an unveiled spiritual perception, a brotherliness for all, a readiness to give and receive advice and instruction, a courageous endurance of personal injustice, a brave declaration of principles, a valiant defence of those who are unjustly attacked, a constant eye to the ideal of human progression and perfection, which the sacred science depicts: These are the golden stairs up, the steps of which, the learner must climb to the temple of Divine Wisdom.

અર્થ—શુદ્ધ જીવન, ખુલ્લું મન, પવિત્ર હૃદય, ઉત્સુકબુદ્ધિ, ચોખ્ખું આંતર દર્શન, સર્વ તરફ ભ્રાતૃભાવ, ઉપદેશ તથા બોધ બીજાને આપવાની અને બીજા પાસેથી લેવાની તત્પરતા; અંગત અન્યાયનું નિડરપણે સહન કરવું, પોતાનાં સિદ્ધાંતો બેધડક જણાવવાની હિંમત; જેમના પર અન્યાય ગુજાર્યો હોય, તેમનો બહાદુરી ભર્યો બચાવ; પવિત્ર વિદ્યાએ [એટલે બ્રહ્મ વિદ્યાએ] બતાવેલી મનુષ્ય જાતિની પ્રગતિ અને પૂર્ણતા તરફ સ્થિર દૃષ્ટિ—આ બધાં સોનેરી પગથિયાં છે. સાધક તેના ઉપર ચઢીને દિવ્ય વિદ્યાના મંદિરમાં પ્રવેશ કરી શકે છે. [મેડમ બ્લેવેટસ્કી]

**શ્રીકૃષ્ણમૂર્તિ**—હાલ થીઓસોફીના આચાર્યપદે શ્રીકૃષ્ણમૂર્તિ બીરાજેછે.'આનંદ' નામનું પેપર કાઢેછે. શ્રીયુત મણિલાલ નથુભાઇ દોશી.[અમદાવાદ]'વિશ્વપ્રકાશ' નામનું પેપર ચલાવે છે. તે ઉપરાંત ઘણાં પુસ્તકો પણ બહાર પાડે છે. શ્રીયુત હરજીવનદાસ કાળીદાસ મહેતા પણ, સારા લેખક અને વક્તા છે. તેઓશ્રી ગુજરાત કાઠીયાવાડમાં સારૂં કામ કરે છે.

---

**રામકૃષ્ણમિશન અને સ્વામી વિવેકાનંદ**—રામકૃષ્ણ પરમહંસની જન્મભૂમિ–બંગાળા હુગળી જીલ્લો રામબાગ તાલુકામાં કામારપુકુર. જન્મ દિવસ ઇ. સ. ૨૦–૨–૧૮૩૩. જાતે બ્રાહ્મણ. પિતાનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય–માતાનું નામ ચંદ્રમણી દેવી.રામકૃષ્ણપરમહંસને ભક્તિભાવ માતાપિતા તરફથી મળેલો હતો.તેમને નિશાળે બેસાડયા, ત્યારે તેમણે કહ્યું હતું કે–'આ વિદ્યાનું ફળ કનક અને કાંતા હોય, તો મારે આ વિદ્યાનું કામ નથી. મારે તો એવી વિદ્યા ભણવી છે કે –જેથી કનક કાંતાનો ત્યાગ થાય.' શાસ્ત્રો સાંભળવાનો તેમને ઘણો શોખ હતો. ભજન ગાવાનો રંગ જામ્યો હતો. દક્ષિણેશ્વરમાં રાસમણિના બગીચામાં તેઓ કાલિના અને રાધાકૃષ્ણના પુજારી થઇને રહ્યા હતા. આ સ્થાનમાં રહીને રામકૃષ્ણ ઉન્મત્ત બન્યા, અને પછી મોટા સિદ્ધ થયા. સિદ્ધ થયા એટલુંજ નહીં, પણ તે પરમ ભક્ત હતા. કીર્તન ભક્તિ તેમને પ્રાણ સમાન વ્હાલી હતી. રામમોહન-રાય, દેવેન્દ્રનાથ, કેશવચંદ્રસેન જેઓ બ્રાહ્મસમાજના ચાલક હતા, તેઓ રામકૃષ્ણને ચાહતા હતા.કોલેજના વિદ્યાર્થીઓ પણ જ્ઞાનામૃતનું પાન કરવા, પરમ-હંસદેવ પાસે આવતા હતા. તેમાં નરેંદ્ર મૂખ્ય હતો. તે પાછળથી સ્વામી વિવેકાનંદ બન્યો. તેમણે હિંદુતત્ત્વજ્ઞાનને અને રામકૃષ્ણ પરમહંસને દેશોદેશમાં પ્રખ્યાત કર્યા. રામકૃષ્ણપરમહંસનું મંડળ, ધીમે ધીમે રામકૃષ્ણમિશનના રૂપમાં કામ કરવા લાગ્યું. આ મિશને નવીન યુગના જીવોનું મન,પોતાના પૂર્વજોની અધ્યાત્મિક સંપત્તિ તરફ ખેંચ્યું; અને પશ્ચિમના અધ્યાત્મ જ્ઞાનનો મોહ મટાડયો. આ સંઘમાં લાગેલા વિદ્વાનોને ભજન, કીર્તન, જ્ઞાન અને સેવા ઘણાંજ વ્હાલાં

લાગ્યાં. સ્વામી વિવેકાનંદે આ સંઘને નિયમબંધ બનાવ્યો. તેના ત્રણ મઠ સ્થાપ્યા. ૧ કલકત્તા પાસે બેલુડમાં, બીજો કુમાયુન જિલ્લામાં માયાવતીમાં, અને ત્રીજો મદ્રાસમાં. શિવરાત્રી પછી બેલુડના મઠમાં મહોત્સવ થાય છે. માયાવતી અદ્વૈતાશ્રમમાંથી પ્રબુદ્ધભારત નામનું અંગ્રેજી માસિક અને બીજાં સારાં પુસ્તકો પ્રગટ થાય છે. કાશી અને કનખલમાં આ સંઘના સેવાશ્રમો છે. મુંબઇ પાસે ખારમાં; અમદાવાદમાં, રાજકોટમાં અને એવા બીજાં સારાં સ્થાનોમાં રામકૃષ્ણ સેવા સિમિતિઓ સારૂં કામ કરે છે.

ઈ. સ. ૧૮૮૬ ની ઓગસ્ટની ૧૬ મી તારીખે પરમહંસદેવે (૫૨) વરસની વયે માનવલીલા સમાપ્ત કરી. અત્યારે આ સંઘ કામ કરે છે ખરો, પણ રામકૃષ્ણ પરમહંસ જતાં દિવ્ય ચક્ષુ ગયાં; અને વિવેકાનંદજી જતાં મગજ અને મુખ ગયાં. સસ્તાસાહિત્યે રામકૃષ્ણ પરમહંસ દેવને, સ્વામી રામતીર્થને, અને સ્વામી વિવેકાનંદજીને, ગુજરાતી જનતા પાસે, ગ્રન્થોદ્વારા બહુ સારી રીતે રજુ કર્યા છે. સ્વામી વિવેકાનંદજીએ ચીકાગો [અમેરિકા] ના સર્વ ધર્મ–મહા સંમેલન [ The congress of all religions ] માં, હિંદના તત્ત્વજ્ઞાનનો સ્વાદ, પશ્ચિમના પાદરીયોને અને ધર્મ જીજ્ઞાસુઓને ચખાડયો. વિવેકાનંદજીની જન્મ ભૂમિ–કલકત્તામાં સીમલાપરૂં. જન્મદિવસ–ઈ. સ. ૧૨–૧–૧૮૬૩. પિતાનું નામ વિશ્વનાથ. માતાનું નામ ભુવનેશ્વરી. પૂર્વાશ્રમનું નામ નરેંદ્રનાથદત્ત. તે બ્રાહ્મ સમાજના સભ્ય હતા. તેણે દેવેંદ્રનાથ ટાગોર પાસે તત્ત્વજ્ઞાનનો અને યોગનો અભ્યાસ કર્યો હતો. તેણે એલ. એલ. બી સુધી અભ્યાસ કર્યો હતો. સ્વામી વિવેકાનંદજીના ભાષણો અદ્વૈતવાદીઓએ ખાસ વાંચવા જેવાં છે.

**શ્રીશ્રેયઃસાધકઅધિકારીવર્ગ**—અગર જો કે આ સમાજે હિંદભરમાં કામ કર્યું નથી; તો પણ મુંબઈ ઇલાકામાં બહુજ સારૂં કામ કર્યું છે. આ મંડળના આદિ પુરૂષ શ્રીમન્નૃસિંહાચાર્યજી હતા. તેમનો વાસ વડોદરા ભુતડીને દરવાજે. તેમના પટ્ટ શિષ્યોમાં શ્રીયુત છોટાલાલ જીવણલાલ, શ્રીયુત જેકીશનદાસ જેઠાભાઇ કણીયા, શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી, શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા વિગેરે છે. આર્યસમાજ, બ્રાહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજ અમુક અમુક અંશમાં સનાતનધર્મથી જુદા પડતા જણાય છે, ત્યારે શ્રેયઃસાધકઅધિકારીવર્ગ સનાતન ધર્મને ઘણા અંશમાં મળતો જણાય છે. આ મંડળ તરફથી જ્ઞાનના અનેક ગ્રન્થો નીકળ્યા છે; તે ઉપરાંત 'મહાકાળ' અને 'પ્રાતઃકાળ' નામના બે માસીકો નીકળ્યા હતા. વક્તવ્યની દૃષ્ટિથી, ભાષાની દૃષ્ટિથી, રજુઆતની દૃષ્ટિથી, આ બે ઉંચ ભૂમિકાનાં સામાયિક પત્રો હતાં, અને પથ્ય સાહિત્ય પૂરૂં પાડતાં હતાં. હાલ તે

મંડળના આચાર્ય શ્રીઉપેંદ્રાચાર્યજી છે. તે પણ વિદ્વાન્, શાંત અને સૌજન્યથી ભરપૂર છે. ઘણા વરસથી દર ફાગણ માસમાં, અમુક અમુક સાત્ત્વિક સ્થાનોમાં, તે વર્ગના સમારંભ થાય છે. આ સમારંભો હાજરી આપવા જેવા છે.

---

**બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજ**—નવું શિક્ષણ લેનારાઓને જુનો ધર્મ સંતોષી શકયો નહીં, અને રાજકીય સત્તાથી પ્રતિષ્ઠિત દેખાતો ખ્રિસ્તી ધર્મ તેમને આદર્શરૂપ જણાયો. ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ ધર્મની માફક હિંદુ ધર્મ પણ, નિરંજન નિરાકાર–નિર્ગુણ–ઇશ્વરને માને છે; તો પણ હિંદુ ધર્મમાં મૂર્તિપૂજા, વર્ણાશ્રમ ભેદ, જ્ઞાતિ બંધન, આચાર વિચાર વિગેરે, જે કાંઇ ઋષિઓએ દીર્ઘદષ્ટિથી ગોઠવી દીધું છે; તે નવીન વિદ્વાનોને ફારસરૂપ લાગ્યું. ફારસરૂપ લાગ્યું, એટલુંજ નહીં પણ ભારરૂપ લાગ્યું–બંધનરૂપ જણાયું. આ બંધનમાંથી મુક્ત થવા માટે, નવીન યુગે બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજ નામની સંસ્થાઓ ઉભી કરી. આ સંસ્થાઓએ સનાતન ધર્મથી કાંઇક જુદું ખેંચ્યું, તોપણ એમ કહેવું જોઇએ કે–નવીન હિંદુઓને ખ્રિસ્તી અને ઇસ્લામી થતા પ્રત્યક્ષ રીતે અટકાવ્યા. રામમોહનરાય, દેવેંદ્રનાથ ટાગોર, કેશવ ચંદ્રસેન અને એવી બીજી વ્યક્તિઓએ, બંગાળમાં બ્રાહ્મસમાજ સ્થાપ્યો, અને વેદાદિ ઉપનિષદોનો અંગિકાર કર્યો. મી. રાનડે, ડો. ભાંડારકર, સર નારાયણ ચંદાવરકર, અને એવી બીજી વ્યક્તિઓએ મુંબઇમાં પ્રાર્થનાસમાજ સ્થાપ્યો. અને અમદાવાદમાં રા. રા. મહીપતરામ રૂપરામ, ભોળાનાથભાઈ, લાલશંકરભાઈ, નરસિંહરાવ, વિગેરે વ્યક્તિઓએ પ્રાર્થનાસમાજ સ્થાપ્યો. મી. રમણભાઇ અદ્યાપિ પર્યંત તે સંસ્થાના ચાલક હતા. રમણભાઇની 'જ્ઞાનસુધા' નરસિંહરાવભાઇનું 'બ્રાહ્મધર્મ' અને ભોળાનાથભાઇની 'પ્રાર્થનામાળા' ગુજરાતના ભક્તિ સાહિત્યમાં કીંમતી ઉમેરો કરે છે.

---

**મહાત્મા નથુરામ શર્મા**—કાઠીયાવાડમાં લીંબડી પાસે યોજીદડના ઔદિચ બ્રાહ્મણ. યોગાભ્યાસી, બાળ બ્રહ્મચારી અને નિયમીત કામ કરનાર. બ્રાહ્મણોને સંધ્યાવંદનાદિ નિત્યકર્મનું પોષણ, તેમણે જેટલું આપ્યું, તેટલું હાલના બીજા આચાર્યોએ અને વિદ્વાનોએ આપ્યું નથી. શ્રીશંકરાચાર્યના પ્રસાદી ગ્રન્થો, ગીતા, બ્રહ્મસૂત્ર, પાતંજલયોગદર્શન, સાંખ્યદર્શન વિગેરે અનેક રૂડા ગ્રન્થોનાં સરલ ભાષાંતર કરીને, ગુજરાતી જનતાને જ્ઞાનસમૃદ્ધ કરી. બ્રાહ્મણ ઘણા છે, પણ શ્રૌત–સ્માર્ત પદ્ધતિ પ્રમાણે, બ્રાહ્મણધર્મ પાળનારા અને પળાવનારા, ઘણાજ થોડા છે. સંપ્રદાયની જાળમાં ફસાએલા બ્રાહ્મણો, ભલે ગમે તેટલા વિદ્વાન્ હોય; પણ તેઓ પરતંત્ર છે–આશ્રીત છે. પરતંત્રતા જેવું સાચા બ્રાહ્મણોને એકે દુઃખ નથી. અત્યારે તેઓશ્રીની ઉમર લગભગ ૭૦ વરસ ઉપર છે, તો પણ સતત કામ કર્યાં કરે છે.

---

આ સિવાય બીજાં ઘણાં મંડળો અને મહાત્માઓ તત્ત્વજ્ઞાનના રજીસ્ટરમાં છે. તુલસીદાસજી કહે છે કે—’ કલિયુગમાં બ્રહ્મજ્ઞાનીઓનો પાક ઘેર ઘેર થશે; પણ તેઓ એક કોડી માટે લડી મરશે.’ ‘ગુરૂ’ શબ્દ દરેક ધર્મને માન્ય છે; છતાં આજકાલ ગુરૂના ઢગલાઓ પાકતાં, તેની કીંમત પણ ઘટી ગઇ છે. નિશાળમાં એકડીયા ભણનારા બાળકોને, ભણાવનાર માસ્તરની યોગ્યતાના સવાલ પૂછાય; અને મોક્ષનું દ્વાર ઉઘાડી આપનાર ગુરૂ ગમે એવો હોય, તોપણ ચાલે. ત્યાગીઓ પણ રાખ ચોળીને ગુરૂ થવા લલચાયા, અને હતા ત્યાંથી હેઠા પડયા. સાચા ત્યાગીઓએ કદિ ગુરૂપણાના રાગમાં ફસાવું નહી. નહીંતો નવી દુનિયા ઉભી થશે. વિદ્વાન્ વૈરાગી બ્રાહ્મણો ત્રણે વર્ણના ગુરૂ છે; તોપણ તેમણે પોતાની યોગ્યતા સમજ્યા વિના, ગુરૂપણાના પોટલાં માથે મુકવાં નહીં. ગુરૂપણાની બાબતમાં કવિ દલપતરામ બોલ્યા છે કે—

દોહરા—પોતાનું ઘર પરજળે, તે તો પીડા ટાળ;
પરની તારે શી પડી ? તું તારૂં સંભાળ.
વખત જશે વહી વાતમાં, કાળ જડપશે કાલ;
ચતુર હોય તો ચેતીને, તુ તારૂં સંભાળ.
જળ લે જોઇએ તેટલું, ગરણું લઇને ગાળ;
નદી તળાવ ગળાય નહીં, તું તારૂં સંભાળ.
તુજ ઘરમાં પાણી પડે, પરઠવ ત્યાં પરનાળ;
નભ સઘળું ઢંકાય નહીં, તું તારૂં સંભાળ.
પગે પગરખાં પહેરીને, તાપ તપે તો ચાલ;
મેદની બધી મઢાય નહીં, તું તારૂં સંભાળ.
જળાય પાપ ન જગતનું, તારૂં પાપ પ્રજાળ;
બીજાને પછી બોધ કર, તું તારૂં સંભાળ.
પાપ ન પેખીશ પારકું, નિજ ગુણ દોષ નિહાળ;
દુનિયામાં દલપત કહે, તું તારૂં સંભાળ.

---

## તત્ત્વજ્ઞાન અને નવીનયુગ.

‘ પાન ખરે–જીરણ પાંદડાં ખરે; ને વસંતે વસંતે વૃક્ષને નવ પલ્લવ પાંગરે; ’

આ નિયમાનુસાર સંસાર વૃક્ષને પણ યુગે યુગે જીરણ રૂઢીઓ ખરી પડે, અને નવી રૂઢીયોનાં નવપલ્લવ બેસે. યાદ રાખવું ઘટે છે કે–વરસે વરસે વૃક્ષને પાંદડાં નવાં આવે; ફળફૂલ નવાં આવે; પણ થડ અને મૂળ નવાં આવતાં નથીઃ તે પ્રમાણે અમુક અમુક રૂઢિયો બદલાય, પણ આર્યસંસારના થડ મૂળરૂપ વર્ણાશ્રમરૂપી થડમૂળ યુગે યુગે પલટાય નહીં. ચાર દિશાઓના દિગ્પાળ જેવા,

હિંદુસંસારના ચાતુર્વર્ણ્ય રૂપી ચાર સ્થંભો છે. સ્થંભ પડયા કે ઈમારત નીચે પડે. વર્ણાશ્રમનો ઉચ્છેદ એટલે આર્યસંસારનો ઉચ્છેદ. આ નવીન યુગમાં બુદ્ધિવાદના ઉપાસકો બહુ છે. વગર ઋતુએ આંબે કેરીઓ બતાવે, એવા કેટલાએક ખેલાડીઓ છે. તેમણે પોતાને જે જે પ્રમાણિક શાસ્ત્ર જણાય; તે અવશ્ય ભણવું જોઈએ, અને સમજવું જોઈએ. શાસ્ત્રોને અને સદાચારને ફેંકી દઈને, કામ કરનારા કોઈ ફાવ્યા હોય, તેમ સાંભળ્યું નથી.

**અતંત્રતા અને સ્વતંત્રતામાં ભેદ**—નવીન યુગનાં સ્ત્રીપુરૂષોને કોઇપણ પ્રકારનું બંધન ગમતું નથી. આકાશમાં ચમકતી વીજળી, અને બેટરીમાં એકઠી થએલી વીજળી એકજ પ્રકારની છે; તો પણ આકાશની અતંત્રીત–નિયમન વિનાની છે. તેથી કોઈના ઉપર પડે તો તેને બાળી દે છે; અને બેટરીમાં તંત્રીત થએલી–નિયમમાં આવેલી વીજળી, રાતને દિવસ કરે છે; મોટાં મોટાં કારખાનાં અને રેલ્વે ચલાવે છે. રેલ્વે અને મોટર ઘણું કામ કરી આપે છે, તોપણ બ્રેકને આધીન રહે છે. સાઇકલના કરતાં મૉટરની બ્રેક (સંયમકળા) જબરી હોય છે; અને મોટરના કરતાં રેલ્વેની સંયમકળા જબરી હોય છે. બ્રેક વગરનાં મોટર કે એનજીન વાપરવાની સરકાર મના કરે છે. પુત્ર માતાપિતાને બંધનરૂપ માને છે. સ્ત્રી પતિને બંધનરૂપ માને છે. પતિ સ્ત્રીને બંધનરૂપ માને છે. ધર્મ અને શાસ્ત્રોને લોઢાની બેડી જેવાં તેઓ માને છે. વિગેરે વિગેરે. યાદ રાખવું ઘટે છે કે–અતંત્રતા એ સાચી સ્વતંત્રતા નથી; પણ ધીમે ધીમે પરતંત્રતામાં લઇ જનારી કેફી વસ્તુ છે. સાચા સુધારકે આ દોષથી લડવું ઘટે છે.

**ના પાડે તે પહેલું કરવું**—રોટીના અને બેટીના વ્યવહાર માટે હિંદુ ધર્મશાસ્ત્રોએ ઘણાજ સુખકર નિયમો બાંધ્યા છે; તોપણ–'ના પાડે તે પહેલું કરવું', એવો અંધહઠ આજકાલ યુવકોમા બહુ વધી પડયો છે. તે બાબતમાં કેટલાએક મહાત્મા ગાંધીજીને વગોવે છે. યુવકો પણ ગાંધીજીના મંતવ્યોને સમજતા નથી. તે સંબંધી થોડી વાત કરીએ-ગાંધીજીનું પોતાનું વર્તન ગમે એમ હશે, કારણકે તે વીતરાગી સંત પુરૂષ છે; પણ સમાજ માટે તેમના વિચાર જુદા છે; તે સાંભળો—

૧ 'પાણી, ભોજન, કે વિવાહવ્યવહાર ફાવે ત્યાં ન કરવો, એને હું શિષ્ટાચાર ગણું છઉં. તેમાં આરોગ્ય અને પવિત્રતાની રક્ષા રહેલી છે.' [જુઓ મહાત્માજીનો ત્યાગમૂર્તિ નામનો ગ્રન્થ પાનું ૧૧૪].

૨ 'મારી નજરે આપણી આજની અધોગતિના મૂળમાં, આપણો જાતિભેદ નથી. વર્ણવ્યવસ્થાએ તો હિંદુસમાજને ભિન્ન ભિન્ન થઈ જવામાંથી કેટલેક અંશે બચાવી લીધો છે.' [ ત્યાગમૂર્તિ પાનુ ૭૪ ].

૩ ' હું માનું છઉં કે—એક રાષ્ટ્રીયતાની ભાવના પ્રવર્તાવવાને સારૂ, એક ભાણે જમવું અગર ગમે તેની જોડે પરણવાની છૂટ, એ જરૂરની વસ્તુઓ નથી. ' [ત્યાગમૂર્તિ પાનુ ૮૪.]

૪ ' વિવાહ ધર્મવિધિ છે. સ્વેચ્છાનું સાધન નથી. ' [ત્યાગમૂર્તિ પાનુ ૨૧૩].

૫ વિવાહ એ ધર્મની વાડ છે, અને જો તે નાબુદ થાય, તો ધર્મ જેવી વસ્તુ જગતમાં રહેજ નહીં. ધર્મનો પાયોજ સંયમ અગર મર્યાદા છે. [ ત્યાગ-મૂર્તિ પાનુ ૨૨૧ ].

**ધર્મને બેશક સુધારો**—ડાઘ પડ્યા હોય, તે અવશ્ય ધોવાજ જોઇએ; પણ ડાઘ ધોતાં વસ્ત્ર ધોવાઇ ન જાય, તેની સંભાળ રાખવી ઘટે. હજારો વર્ષથી કાળનો પ્રવાહ ઝીલતો ઉભેલો હિંદુધર્મ જૂનો છે—જીરણ છે, મરામત માગે છે. બેશક સુધારો. જેમ વડલો એક વરસમાં ઘટા ન પાથરે; વૃક્ષને ઉગતાં વરસ જોઇએ; મહોરને પાકતાં માસ જોઇએ; ગર્ભને અવતરતાં નવ માસ થાય; તેમ ધર્મ સુધારકોએ ધીરજ રાખવી ઘટે. દર વરસે નવાં નગરો ન સ્થપાય, પણ નગરોમાં રસ્તા નવા બંધાય. તેમ મન્વંતર, યુગપલટા, ક્રાંતિ અને વિપ્લવ નવસૃજન અને પરિવર્તન દરવરસે થતાં નથી. પ્રલય અને મહાપ્રલય પણ સૈકે સૈકે થતા નથી. જેને બાંધતાં ન આવડે, તેને તોડવાનો હક્ક નથી. કહેવાનો ભાવ એ છે કે—માત્ર ધર્મની નિંદા કરવાથી, સુધારો થઈ શકે તેમ નથી. પોતે ઉત્તમ ચારિત્રવાન્ થઇને પોતાને ચિલે અનેકને ચલાવવા પરિશ્રમ થાય; ત્યારેજ જે જોઇએ છે તેની કાંઇક ઝાંખી થાય. પ્રગતિનો પંથ ધરતીકંપ નથી. ધરતી-કંપ પૃથ્વીની અંદર રહેલા રોગનું નિશાન છે. જ્વાળામુખીની મહા ઝાળ પૃથ્વીની અનારોગ્યતાનો ઉભરો છે. જે છે તેને તોડીફોડીને ફેંકી દેવાના કરતાં, જે છે તેને શુદ્ધ ધ્યાનતથી સારા રૂપમાં મૂકવા પ્રયત્ન કરો.

ધર્મ પલટાનાં માતાપિતા—આ યુગમાં નાસ્તિકો, ધર્મશૂન્યો, લગ્નવિરો-ધીઓ, પુનર્લગ્નના હિમાયતીઓ, અને એવા બીજા ચાર્વાકો, સનાતન ધર્મને તોડીફોડીને દૂર ફેંકી દેવા તૈયાર થયા છે. તેથી તે આ ધર્મપલટાના પિતાઓ છે. તેમને લગ્ન, જ્ઞાતિ અને ધર્મ બેડી જેવાં જણાય છે. આ ત્રણ બંધનમાંથી છૂટવા તેઓ પળેપળે પ્રયત્ન કરે છે. હવે તમને ધર્મપલટાની માતાઓની વાત કહું. આળસુ આચાર્યો, પ્રમાદી પુરાણીઓ અને વિદ્વાનો, ભાડુતી ભકતો અને દેશભરમાં જ્યાં ત્યાં રઝળતા સ્વચ્છંદી સાધુઓ—બેઠાં બેઠાં જોયા કરનારાઓ-અઢાઇ દીને તીનકોસ ચાલનારા—અગસ્ત્યાચાર્યો—ધર્મનાયકો—ધર્મ પલટાની માતાઓ છે. ઘણાખરાં મંદિરો, આચાર્યો, અને વિદ્વાનો નવીન યુગને માન દઇને, ફેશનમાં આગળ વધી પડ્યા છે; માત્ર ધર્મમાંજ—'જેમ ચાલે છે તેમ ચાલવા દો,' એમ કહે છે. એટલે—આ માતાઓ નવીન યુગની સાથે કેવી રીતે વર્તવું, તેનો જરા પણ વિચાર કરતા નથી.

યાદ રાખવું ઘટે છે કે—નવીનયુગને માત્ર હડધૂત કરવાથી, આ ધાર્મિક બળવો શમે એવો નથી; કારણ કે સુધારાનું લશ્કર ઘેરેઘેર પહોંચી ગયું છે. આપણો પોતાનો પરિવારજ પૂછે છે કે–'પુનર્લગ્ન કરવામાં શો દોષ છે?' 'ગમે ત્યાં પરણી લેવામાં શું પાપ છે?' 'ગમે તેનું ખાઇ લેવામાં ધર્મને શો વાંધો છે?' વિગેરે વિગેરે. જગત્ પ્રાણવંતું છે. ચેતનરહિત નથી. ઉપનિષદમાં બંધીયાર ખાબોચિયાને જગત્ ભાખ્યું નથી. એટલે–વહેતા પાણીની માફક જેનાં વ્હેણ અવિરામ વહ્યે જાય છે, તે જગત્ છે. 'जगत्यां जगत्' એવો ઇશાવાસ્ય ઉપનિષદ્નો મંત્ર છે. સૃષ્ટિ એટલે પ્રગતિનો અખંડ પ્રવાહ. પ્રગતિના પ્રવાહની સાથે પથ્થર જેવા જડ થઇને બેસવામાં શોભા નથી. જેઓ યુગ પ્રવાહમાં ચાલતા નથી, તેમની નૌકા પાછળ રહી જાય છે. કાળનાં વ્હેણ કોઇની વાટ જોવા ઉભાં રહેતાં નથી. માત્ર એકબીજાની નિંદા કરવાથી, હવે કાર્ય સરે તેમ નથી. શ્રેયસ્‌ને કોણ વાંચ્છતું નથી! કલ્યાણના જીજ્ઞાસુ કોણ નથી! સૌ છે; પણ માત્ર વાતો કરવાથી હવે કાર્ય સરે તેમ નથી. વિધવા વિવાહ અટકાવવા અનેક ભાષણો અને લેખો લખાઇ ચૂકયા. હવે તો નીતિ રીતિ જળવાય એવાં વિધવા આશ્રમો ઉઘાડો. વિધવાઓને ભ્રષ્ટ સુધારાની ગંધ વિનાનું–વિવેક વૈરાગ્યવાળું–શિક્ષણ આપો. પીડાતી વિધવાઓનો સત્કાર કરીને, જેને માત્ર અન્ન અને વસ્રનીજ અપેક્ષા છે, એવી પ્રત્યક્ષ સન્યાસિણીઓની સંખ્યા વધારો. દરેક જ્ઞાતિઓ આ કામ કેમ ન કરે? શું જ્ઞાતિની આ ઉત્તમ સેવા નથી? દરેક મોટા મોટા આચાર્યો આ કાર્ય કેમ ન કરે? શું આ સંપ્રદાયની ઉત્તમ સેવા નથી? ધર્મની અધોગતિની બળતરાનાં અનેક ભાષણો થયાં; અને લેખો પણ લખાયા; પણ દરેક જ્ઞાતિમાં અને દરેક સંપ્રદાયોમાં, ધાર્મિક શિક્ષણ કેટલું અપાય છે? નીતિ રીતિ કેટલી જળવાય છે? જ્ઞાન વૈરાગ્ય કેટલાં કેળવાય છે? તેની તપાસ ખટકો રાખીને કોણ રાખે છે! શું આ જ્ઞાતિ અને સંપ્રદાયોની ફરજ નથી? જુના વ્હેમો કેટલાએક નાબુદ થઈ ગયા છે, તો પણ સાચા જ્ઞાન વિના અજ્ઞાન નાસે નહિ. મંદિરોમાં અને કથા વાર્તાઓમાં, અત્યારે જે કાંઇ થાય છે; તે સોએ પંચાણું ટકા દેખાદેખી જેવું–તેલ પાણી જેવું–ધર્મના માત્ર આભાસ જેટલુંજ થાય છે. વસ્તુના પડછાયા જેવું છે–વસ્તુ નથી. વસ્તુની પ્રાપ્તિ કરનારે અને કરાવનારે, તેથી આગળ ઉંડાણમાં ઉતરવાની જરૂર છે.

**સજીવન હોય તે વધે**—હિંદુ ધર્મને ઘણા ફટકા લાગ્યા, તો પણ તે હજી સજીવન છે. હજી વૈશ્વદેવ કહીને જમનારા બ્રાહ્મણો છે. હજી સ્નાન સંધ્યા અને દર્શન પછી અન્ન લેનારા છે. હજી 'પતિ એજ મારો પરમેશ્વર' એમ માનનારી બ્હેનો છે. હજી બ્રાહ્મણ, શાસ્ર અને દેવો ઘણાને માન્ય છે. એટલે હજી હિંદુ ધર્મ સજીવન છે. સજીવ હોય તે વધે. પત્થર ન વધે.

મુડદાં મોટાં ન થાય, વૃક્ષ પણ મરી ગયા પછી ન વધે. તે પ્રમાણેજ ચારે તરફથી ઠોકર ખાતી–અપંગ જેવી જણાતી–પણ આયુષ્યવંતી–ધર્મભાવના હજી સજીવન છે. યાદ રાખજો કે–વિદ્વાન્ અને સુશીલ બ્રાહ્મણો તમારા બગીચાના માળીઓ છે. શાસ્ત્રો તમારા બગીચાની વાડો છે. નિર્ગુણ સગુણ ભાવના બગીચાના દરવાજા રૂપ છે. માળીઓનો અનાદર કરવા શીખ્યા, ત્યારથી બગીચો સુકાવા લાગ્યો. પોતાના બગીચાને લીલોછમ રાખવા માટે, જૈનો દરવરસે હજારો રૂપૈયા, માળીઓને–વિદ્વાન્ સુશીલ બ્રાહ્મણોને–આપે છે. માળીઓ શાસ્ત્રોરૂપી ખાતર અને વિદ્યારૂપી જળ બગીચાને આપ્યેજ જાય છે. જે બગીચામાં ખાતર અને જળ પહોંચતાં રહે છે, તે બગીચામાં વાવેલાં બીજોને બહાર આવ્યા વિના છુટકો નથી. સંસ્કૃત ભાષા અને શાસ્ત્રો, સમાજને જનનીનાં ધાવણ સમાં છે. હિંદુ ધર્મ એટલે આલોક અને પરલોક બેઉ સુધારી આપે તે. ભારત એટલે ભવબંધન તોડવાની ભૂમિકા. એશારામ અને તેને અંગે થતાં અનેક પાપો કરીને, જીવને જન્મમરણના રેંટમાં ફેરવનારાઓ માટે, આ ભૂમિ નથી. યાદ રાખજો કે–પૂરમાં પત્થર તણાય નહીં–પાંદડાં જ્યાં ત્યાં ખેંચાઇ જાય. એટલે ફેશનના પૂરમાં ફોતરાં જેવો હલકો સમાજ તણાય. ઉંચ કોટિનો વિચારવંત સમાજ, પશ્ચિમની ફેશનમાં અંજાતો નથી. હિંદુ ધર્મ ચોખ્ખું કહે છે કે–'અર્થ, કામ અને મોક્ષ, ધર્મની ઓથે રહે છે. ધર્મ બુડે ત્યારે આ ત્રણે બુડે 'અંતરની નિર્મળતા એજ ધર્મ, અને બાકી બધું ગપ છે,' એમ કહીને ગમે એમ વર્તનારા મોટા ધર્માત્માનો ડોળ ઘાલનારા–આજકાલ ઘણા છે. તેઓ પોતે પોતાને ઠગે છે. તત્ત્વજ્ઞાનની સીડી તેમનાથી ઘણી દૂર રહે છે.

---

## પ્રકરણ બીજું.

### તત્ત્વજ્ઞાનના મૂળતત્ત્વો.

देहाभिमानपाशेन, चिरं बद्धोऽसि पुत्रक ।
बोधोहं ज्ञानखड्गेन, तं निष्कृत्य सुखी भव ॥
यदि देहं प्रथक्कृत्य, चिति विश्राम्य तिष्ठसि ।
अधुनैव सुखी शांतो, बंधमुक्तो भविष्यसि ॥ [અષ્ટાવક્ર].

અર્થ—'હે પુત્ર ! તું દેહાભિમાનરૂપ પાશથી ઘણા કાળથી બંધાએલો છે. 'હું પોતેજ જ્ઞાન સ્વરૂપ છઉં' એવી ઉત્તમ ભાવનારૂપી ખડગથી તે પાશને તું કાપી નાંખીને સુખી થા. જો તું દેહને તારાથી જુદો સમજીશ–એટલે 'જન્મ મરણના ધર્મવાળો દેહ હું નથી; પણ હું તો અજન્મા અને અમર છઉં; દેહ દૃશ્ય છે, અને હું તેનો દૃષ્ટા છઉં; એમ જો તું સમજી શકીશ; તો તું કે જે–ચૈતન્ય સ્વરૂપ છો, તે તે સ્થીતિમાં વિશ્રામ કરીને, [તેને પોતાનું વાસ્તવ સ્વરૂપ સમજીને,] રહીશ, તો તું હમણાંજ સુખી, શાંત, અને બંધનથી મુક્ત થઇશ.'

તાત્પર્ય—દેહ અને આત્મા–એ બે વિચારવા લાયક–સમજવા લાયક–ઉંડા ઉતરીને તપાસવા લાયક–વસ્તુઓ છે.

દેહ અને આત્મા—દેહ દૃશ્ય છે, અને આત્મા દૃષ્ટા છે. દેહ જડ છે અને આત્મા ચૈતન્ય છે. દેહ દુઃખરૂપ છે અને આત્મા સુખરૂપ છે. દેહ પંચમહાભૂતથી ઉત્પન્ન થએલો છે, અને આત્મા સ્વયં જ્યોતિરૂપ છે. દેહ અજ્ઞ છે, આત્મા સર્વજ્ઞ છે. દેહ છ વિકારવાળો છે, અને આત્મા વિકારરહિત છે. દેહ નાશવંત છે અને આત્મા નાશથી રહિત છે. વિગેરે વિગેરે—

મનુષ્યનો દેહ જડ અને ક્ષણભંગુર છે, તો પણ અમૂલ્ય છે; કારણ કે તે દેહદ્વારા અનેક જન્મોની ભૂલ સુધરે છે.

ચોરાસી લાખ યોનીના ભાગ—૧ જરાયુજ, ૨ અંડજ, ૩ સ્વેદજ, ૪ ઉદ્‌ભિજ. દરેક ભાગમાં ૨૧ લાખ જન્મો છે. ઓરથી વિંટાઇને અવતરે, તે **જરાયુજ.** ઇંડામાંથી અવતરે તે **અંડજ.** જુ, માકડ, વિગેરે પરસેવાથી ઉત્પન્ન થાય, તે **સ્વેદજ.** અળસીયાં, ઓકળગાય, વિગેરે પૃથ્વીમાંથી નીકળી આવે તે **ઉદ્‌ભિજ.**

સૂક્ષ્મ બુદ્ધિ—રેતીમાં પડેલી ખાંડને હાથી પોતાની સુંઢથી ઉચકી શકતો નથી; પણ કીડીઓ સપાટે લઈ શકેછે તે પ્રમાણે ગુરૂનો મહિમા ઘણોછે. ઘણા લોકો ગુરૂને સેવે છે, પણ સૂક્ષ્મબુદ્ધિવાળા નમ્ર લોકો, ગુરૂએ આપેલા જ્ઞાનને ગ્રહણ કરી શકે છે. જેમ ગાય ચરીને વાગોળે, તેમ શ્રવણ કરેલાનું મનન અને નિદિધ્યાસન થાય, ત્યારેજ શ્રવણ કરેલું પચે–સફળ થાય.

મોક્ષ અને બંધન—'હું અને મારૂં' એજ બંધન. 'હું અને મારૂં મટે' એજ મોક્ષ. સરોવરનું જળ અભડાય નહો, અને ડુબકી મારતાં તેનો ભાર પણ લાગે નહીં; પણ સરોવરમાંથી એક ગાગર આપણે ભરી લીધી; અને તે ગાગરમાં મમત્વ બંધાયું; કે તુરત–તેમાં આભડછેટનો દોષ અને ભાર બેઉ આવી શકે.

દેહની રચના—દેહ પંચમહાભૂતનો છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ, પંચમહાભુત કહેવાય છે.

પૃથ્વીનાં પાંચ તત્ત્વો—હાડકાં, માંસ, ચામડી, નાડીઓ અને વાળ.

જળનાં પાંચ તત્ત્વો—વીર્ય, લોહી, લાળ, મૂત્ર, પરસેવો.

તેજનાં પાંચ તત્ત્વો—ભૂખ, તરસ, આળસ, નિદ્રા, કાંતિ.

વાયુનાં પાચ તત્ત્વો—ચલન, વલન (વળવું), દોડવું તે, પહોળું કરવું તે, અને સંકોચવું તે.

આકાશનાં પાંચ તત્ત્વો—કામ, ક્રોધ, શોક, મોહ, ભય.

આ તત્ત્વો અમુક અમુક પ્રમાણમાં મળીને દેહ બને છે. તે સંબંધી કોષ્ટક નીચે પ્રમાણે છે. આ ક્રીયાને 'પંચીકૃત' કહેવામાં આવે છે.

| મુખ્ય પંચ-મહાભૂત. | પૃથ્વી. | જળ. | તેજ. | વાયુ. | આકાશ. |
|---|---|---|---|---|---|
| પૃથ્વી | હાડકાં ૮ | લોહી ૨ | આળસ ૨ | સંકોચવું તે ૨ | કેડમાં આકાશ ૨ |
| જળ | માંસ ૨ | વીર્ય ૮ | કાંતિ ૨ | ચલન ૨ | ઉદરાકાશ ૨ |
| તેજ | નાડી ૨ | મૂત્ર ૨ | ક્ષુધા ૮ | વળવું તે ૨ | હૃદયાકાશ ૨ |
| વાયુ | ચામડી ૨ | પરસેવો ૨ | તરસ ૨ | દોડવું તે ૮ | કંઠમાં આકાશ ૨ |
| આકાશ | વાળ ૨ | લાળ ૨ | નિદ્રા ૨ | પહોળું કરવું તે ૨ | માથામાં રહેલું આકાશ ૮ |

**પંચમહાભૂતના પંચ વિષય—આકાશનો વિષય 'શબ્દ'; વાયુનો વિષય 'સ્પર્શ'; તેજનો વિષય 'રૂપ.' જળનો વિષય 'રસ.' અને પૃથ્વીનો વિષય 'ગંધ.'**

**પાંચ જ્ઞાનેંદ્રિયો—**

| પાંચ જ્ઞાનેંદ્રિયો. | દરેકનો વિષય. | દરેકના દેવ. |
|---|---|---|
| કાન | શબ્દ | દિક્પાળ |
| ચામડી | સ્પર્શ | વાયુ |
| આંખ | રૂપ | સૂર્ય |
| જીભ | રસ | વરૂણ |
| નાસિકા | ગંધ | અશ્વનીકુમાર |

**પાંચ કર્મેંદ્રિયો—**

| પાંચ કર્મેંદ્રિયો. | દરેકનો વિષય. | દરેકના દેવ. |
|---|---|---|
| વાણી | બોલવું તે | અગ્નિ |
| હાથ | ગ્રહણ કરવું તે | ઇંદ્ર |
| પગ | ચાલવું તે | વિષ્ણુ |
| ગુદા (પાયુ) | મળત્યાગ | યમ |
| ઉપસ્થ (લિંગ) | રતિવિલાસ | બ્રહ્મા |

**ચાર અંતઃકરણો—**

| ચાર અંતઃકરણો. | દરેકના વિષય. | દરેકના દેવ |
|---|---|---|
| મન | સંકલ્પવિકલ્પ | ચંદ્રમા |
| બુદ્ધિ | નિશ્ચય | બ્રહ્મા |
| ચિત્ત | ચિંતવન | નારાયણ |
| અહંકાર | અભિમાન | રૂદ્ર |

**ઉપર જણાવેલા ત્રણ કોષ્ટકમાં જણાવેલાં ૪૨ તત્ત્વો જાગ્રત અવસ્થામાં જાગ્રત્ રહે છે.**

આ તત્ત્વોને ગુણો સાથે કેવો સંબંધ છે?—

ગુણો ત્રણ છે-સાત્ત્વિક, રાજસ્ અને તામસ્.

| પંચમહાભૂત | સાત્ત્વિક અંશ. | | રાજસ અંશ. | | તામસ અંશ. |
|---|---|---|---|---|---|
| | આકાશનાં અંતઃકરણ પંચક. | તેજના જ્ઞાનેંદ્રિય પંચક. | વાયુના પ્રાણ-પંચક. | જળનાં કર્મેંદ્રિય પંચક. | પૃથ્વીનાં વિષય પંચક. |
| આકાશ | અંતઃકરણ | કાન | વ્યાન | વાણી | શબ્દ |
| વાયુ | મન | ચામડી | સમાન | પગ | સ્પર્શ |
| તેજ | બુદ્ધિ | આંખ | ઉદાન | હાથ | રૂપ |
| જળ | ચિત્ત | જીભ | પ્રાણ | શિશ્ન | રસ |
| પૃથ્વી | અહંકાર | ઘ્રાણ | અપાન | ગુદા | ગંધ |

**નોંધ**—પંચમહાભૂતના તામસ અંશમાંથી, પંચ વિષયોની ઉત્પત્તિ છે, તેથી દરેક ધર્મના શાસ્ત્રો અને સંતો, આ પાંચ વિષયોમાંથી બચવા પોકાર કરે છે.

**પ્રાણ પાંચ છે**—ઉદાન, પ્રાણ, સમાન, વ્યાન અને અપાન. **ઉદાનવાયુ**-મુખથી ગળાસુધી. તે અન્ન અને જળને મુખથી ગળાસુધી સહિસલામત પહોંચાડે છે. **પ્રાણવાયુ**-૨૧૬૦૦ શ્વાસ લે છે. ગળાથી હૃદયસુધી ક્રિયાઓ કરે છે. સમાનવાયુ-નાભિ અગર પેટની મર્યાદાઓમાં ક્રિયાઓ કરે છે. આપેલા અન્નાદિનો રસ તૈયાર કરે છે. **વ્યાનવાયુ**-સમાનવાયુએ તૈયાર કરેલા રસને આખા શરીરમાં ફેલાવે છે. હાથપગ વિગેરે સાંધાઓને પણ વાળે છે. **અપાનવાયુ**-સમાનવાયુ એ અન્ન તથા જળમાંથી રસ ખેંચી લીધા પછી, જે કચરો રહે છે, તેને તે ફેંકી દે છે.

ઉપપ્રાણ—નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય. નાગથી ઓડકાર ખવાય; કૂર્મથી આંખોનું મીંચવું ઉઘાડવું થાય. કૃકલથી છીંક આવે. દેવદત્તથી બગાસું ખવાય. ધનંજયથી શરીર પુષ્ટ થાય.

**દેહનાં સ્વરૂપો**—સ્થૂલદેહ, સૂક્ષ્મદેહ, કારણદેહ અને મહાકારણ દેહ. [ સૂક્ષ્મદેહને લિંગદેહ પણ કહેવામાં આવે છે. ]

સ્થૂલદેહ શું?—પંચમહાભૂતથી બનેલું, કર્મ પ્રમાણે પ્રાપ્ત થએલું, સુખ દુઃખાદિ ભોગ ભોગવવાનું સાધન. વળી તે ગર્ભમાં આવે છે ત્યારે "ગર્ભ" કહેવાય છે; તે જન્મે છે, વધે છે, પુખ્ત બને છે, વૃદ્ધ થાય છે અને છેવટે નાશ પામે છે; એમ છ વિકારને પામે છે.

સૂક્ષ્મ શરીર શું?—અપંચીકૃત પંચમહાભૂતોથી બનેલું, કર્મ પ્રમાણે પ્રાપ્ત થએલું, સુખદુઃખાદિ ભોગ ભોગવવાના સાધનરૂપ.

વિદ્યારણ્ય સ્વામી પંચદશીના પ્રથમ પ્રકરણમાં કહે છે કે—

**बुद्धि कर्मेंद्रियप्राण-पंचकैर्मनसा धिया ।**
**शरीरं सप्तदशभिः, सूक्ष्मं तल्लिंगमुच्यते ॥**

પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચપ્રાણ, મન અને બુદ્ધિ—સત્તર તત્ત્વો—નું સૂક્ષ્મ શરીર. વેદાંતના કેટલાએક ગ્રન્થોમાં મનબુદ્ધિને એકઠાં ગણીને સોળ તત્ત્વો ગણ્યાં છે. વળી કોઈ ચિત્ત અને અહંકારને ઉપલા સત્તરમાં ઉમેરીને ૧૯ તત્ત્વો ગણે છે—વિગેરે. સંખ્યાના મતભેદથી ગભરાવું નહીં.

કારણ શરીર શું ?—જેનું સત્ય અગર અસત્ય એવું કાંઈ વર્ણન કરી શકાય નહીં એવી, અને ઘણા કાળથી ચાલી આવતી માયારૂપ [ અજ્ઞાનરૂપ ] તે કારણ-શરીર છે. સ્થૂળ અને સૂક્ષ્મ બેઉ શરીરને ઉત્પન્ન કરનાર કારણ શરીર છે. સ્વ· સ્વરૂપ વિદ્યમાન છતાં, તેમાં અજ્ઞાનનું જે ભાન છે, તે કારણ શરીર છે.

મહાકારણ શરીર શું ?—તે સંબંધી આગળ [૪૦ મે પાને ] છે.

**અવસ્થા ચાર છે**—૧ જાગ્રત ૨ સ્વપ્ન ૩ સુષુપ્તિ. અને તુર્યાવસ્થા.

૧ જાગ્રતઅવસ્થા—કાન વિગેરે પાંચ જ્ઞાનેંદ્રિયોથી શબ્દ વિગેરે પાંચ વિષયો જે અવસ્થામાં સમજાય, તથા કર્મેન્દ્રિયો પોતપોતાના કામકાજ કરે, તે અવસ્થાનું નામ જાગ્રત્ અવસ્થા છે.

સ્વપ્નાવસ્થા—જાગ્રત્ અવસ્થામાં જે કાંઈ જોયું અગર અનુભવ્યું, તે વાસનારૂપે ઉંઘમાં અનુભવાય તે સ્વપ્નાવસ્થા.

નોંધ—જાગ્રત્ અવસ્થામાં સ્થૂલ શરીર ક્રિયા કરે છે. સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીર ક્રિયારહિત થઇને પડયું રહે છે, અને લિંગશરીર ક્રિયા કરે છે. જાગ્રત્ અવસ્થાના સાક્ષી—આત્મા—ને '**વિશ્વ**' નામ અપાયું છે, અને સ્વપ્નાવસ્થાના સાક્ષી આત્માને '**તૈજસ**' નામ આપવામાં આવ્યું છે.

સુષુપ્તિ અવસ્થા શું ?—'મને એવી ગાઢ નિદ્રા આવી ગઈ કે—કાંઈ ખબરજ પડી નહીં.' આ સ્થીતિનું નામ સુષુપ્તિ અવસ્થા. આ અવસ્થા કારણ શરીરમાં હોય છે. આ અવસ્થાનો સાક્ષી આત્મા 'પ્રાજ્ઞ' કહેવાય છે.

તુર્યાવસ્થા—મહાકારણદેહની તુર્યાવસ્થા છે. આગળ [૪૦ મે પાને] મહાકારણ-દેહ સંબંધી વિવેચન છે. મનુષ્યોના સામાન્ય સમુહને જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એમ ત્રણ અવસ્થાઓ હોય છે. માત્ર યોગીઓને—જ્ઞાનીઓને તુર્યાવસ્થા હોય છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ ત્રણ શરીર; અને જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એમ તેની અનુક્રમે ત્રણ અવસ્થાઓ. આ ત્રણેને જાણવાવાળો શુદ્ધ આત્મા 'તુરીય' કહેવાય છે. તે તુર્યાતીત પણ છે. કારણકે મહાકારણ દેહનો પણ તે સાક્ષી છે. તુર્યાવસ્થાનું સ્થાન મુસ્તક છે. તેની પરા નામની વાણી છે. આનંદાવભાસ તેનો ભોગ છે. આનંદાવભાસ એટલે ગુરૂ તથા શાસ્ત્રના ઉપદેશ વડે યથાર્થ જ્ઞાન થવાથી, 'મારાં જન્મમરણાદિ દુઃખ ટળી ગયાં,, હું કતાર્થ થયો;' એવો જે વિશેષ આનંદનો અનુભવ થાય તે.

**કોશો પાંચ છે**—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય. અન્નમયકોશ—અન્નના રસ વડે પેદા થાય છે; અન્નના રસ વડેજ વૃદ્ધિ

પામે છે. અન્નરૂપ પૃથ્વીમાં મુવા પછી સમાઈ જાય છે; તે અન્નમયકોશ અગર સ્થૂલ શરીર કહેવાય છે.

પ્રાણમયકોશ—પ્રાણ આદિ પાંચ વાયુ છે. વાણી આદિ પાંચ કર્મેંદ્રિયો છે. તે બેઉ મળીને પ્રાણમયકોશ બને છે.

મનોમયકોશ—મન અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને મનોમયકોશ થાય છે.

વિજ્ઞાનમયકોશ—બુદ્ધિ અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમયકોશ થાયછે.

આનંદમયકોશ—કારણ શરીરમાં રહેલી અવિદ્યા અગર અજ્ઞાન, અને તે અજ્ઞાનમાં પ્રિયાદિવૃત્તિઓ સહિત રહેલું જે મલિન સત્ત્વ, તે આનંદમયકોશ કહેવાય છે. પ્રિયાદિવૃત્તિઓ કઇ ?–પ્રિય, મોદ અને પ્રમોદ. પોતાને ગમતા પદાર્થો જોવાથી જે આનંદ થાય તે પ્રિય કહેવાય. પોતાને ગમતા પદાર્થો મળવાથી જે આનંદ થાય, તે મોદ કહેવાય; અને પોતાને ગમતા પદાર્થો ભોગવવાથી જે આનંદ થાય તે પ્રમોદ કહેવાય છે.

નોંધ—અન્નમયકોશ સ્થૂલ શરીરમાં છે. પ્રાણમય, મનોમય, અને વિજ્ઞાનમય આ ત્રણ કોશો–સૂક્ષ્મ શરીરમાં છે; અને આનંદમયકોશ કારણ શરીરમાં છે.

કોશ એટલે ઢાંકણ અગર મીયાન—અન્નમય કોશની અંદર પ્રાણમયકોશ. તેની અંદર મનોમયકોશ. મનોમયની અંદર વિજ્ઞાનમયકોશ; અને તેની અંદર આનંદમયકોશ. વાસ્તવિક રીતે આત્મા શુદ્ધ છે, તોપણ અવિદ્યારૂપ ઉપાધિદ્વારા, જે જે કોશની સાથે તે વ્યવહાર કરે છે, તે તે કોશરૂપ તે દેખાય છે. દૃષ્ટાંત–' હું મનુષ્ય છઉં, ' ' હું મોટો છઉં, ' ' હું જાડો છઉં'–એવી રીતે આત્મા અન્નમય કોશથી પ્રતીત થાય છે. ' હું ભૂખ્યો છઉં; ' ' હું તરસ્યો છઉં; ' એવી રીતે આત્મા પ્રાણમયકોશદ્વારા પ્રતીત થાય છે. ' આ દેહ મારો છે, ' ' આ મારાં પુસ્તકો છે. ' એવી રીતે કહીને આત્મા મનોમયકોશદ્વારા પ્રતીત થાય છે. ' હું જ્ઞાની છઉં, ' હું વિદ્વાન્ છઉં, ' હું મૂર્ખ છઉં, ' એવી રીતે આત્મા વિજ્ઞાનમયકોશથી પ્રતીત થાય છે ' મારે પાંચ બંગલા છે, ' ' હું સુખી છઉં ' એવી રીતે આત્મા આનંદમય કોશદ્વારા પ્રતીત થાય છે.

આનંદમયકોશ એજ આનંદમય આત્મા નહીં ?–તેમાં ફેર શું ?–'અવિદ્યા તથા પ્રિય, મોદ અને પ્રમોદ નામની ત્રણ વૃત્તિઓ મળીને, આનંદમય કોશ બન્યો છે, એમ આપણે આગળ કહ્યું છે. વિદ્યાએ કરીને અવિદ્યાનો નાશ થાય છે. એટલે અવિદ્યા નાશધર્મવાળી છે. આત્મા નાશધર્મવાળો નથી. પ્રિય, મોદ અને પ્રમોદ નામની વૃત્તિઓ પણ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; તેમ આત્મા કદિ ઉત્પન્ન થતો નથી અને નાશ પામતો નથી. તાત્પર્ય–આનંદમયકોશ એજ આત્મા નથી. આત્મા કોશાતીત છે, આત્મા કોશોનો સાક્ષી છે.

મહાકારણ દેહ શું ?—જ્યારે અવિદ્યા અને દેહાદિક પ્રપંચ શમી જાય–અત્યંત નિવૃત્તિ પામી જાય, ત્યારે તે સ્થીતિ મહાકારણદેહ કહેવાય છે. આ

ચોથો દેહ કહેવાય છે, આ આત્મા કહેવાતો નથી. આ જ્ઞાનસ્વરૂપદેહ છે, એટલે 'હું આત્મા છઉં,' 'હું સાક્ષી છઉં,' એવું વિશેષ જ્ઞાન મનોવૃત્તિમાં થાય, તે સ્થીતિનું નામ મહાકારણદેહ કહેવાય છે.

**જ્ઞાનના પ્રકાર**—સામાન્ય જ્ઞાન અને વિશેષ જ્ઞાન; તથા પરોક્ષજ્ઞાન અને અપરોક્ષજ્ઞાન. ડહોળા પાણીમાં નિર્મળી નાંખતાં પાણીનો મેલ નીચે તળીએ બેસી જાય; તેની સાથે નિર્મળી પણ તળીએ બેસી જાય. તે પ્રમાણેજ ગુરૂ તથા શાસ્ત્રના ઉપદેશથી પ્રાપ્ત થએલું જ્ઞાન, અજ્ઞાનને મટાડીને, પોતે પણ નિવૃત્ત થઇ જાય છે. આ વિશેષજ્ઞાન કહેવાય છે. આત્મામાં જે જ્ઞાન છે, અગર આત્મા પોતે જે જ્ઞાનસ્વરૂપ છે, તે સામાન્ય જ્ઞાન કહેવાય છે. વળી વિશેષ જ્ઞાન તો અજ્ઞાનની નિવૃત્તિનું સાધન છે; અને જાગ્રત અવસ્થામાંજ રહે છે; સુષુપ્તિ અવસ્થામાં રહેતું નથી; તેથી વિશેષ જ્ઞાન અનિત્ય અને પરિછિન્ન છે. સામાન્ય જ્ઞાન નિત્ય અને અપરિચ્છિન્ન છે. હવે પરોક્ષ અપરોક્ષજ્ઞાન સંબંધી વાત કરીએ—

**अस्ति ब्रह्मेति चेद्वेद, परोक्षज्ञानमेव तत् ।**
**अहं ब्रह्मेति चेद्वेद, साक्षात्कारः स उच्यते ॥** [પંચદશી પ્ર. છઠ્ઠું.]

શ્રી વિદ્યારણ્યસ્વામી કહે છે કે—શાસ્ત્ર તથા સદ્ગુરૂનાં વચનો સાંભળીને 'બ્રહ્મ છે' એવી ખાત્રી થાય, પણ તે બ્રહ્મ પોતાના આત્માથી ભિન્ન અનુભવાય તે પરોક્ષ જ્ઞાન; અને 'હું બ્રહ્મ છઉં.' એટલે બ્રહ્મ પોતાના આત્માથી અભિન્ન છે-અભેદ છે-એવો અનુભવ થાય, તે સાક્ષાત્કાર અથવા અપરોક્ષ જ્ઞાન છે.'

પરોક્ષ એટલે આંખથી પર, એટલે અનુભવથી વેગળું; અને અપરોક્ષ એટલે અનુભવાયેલું. સામો માણસ સાકર ખાઇને કહે કે–'સાકર ગળી છે' તે પરોક્ષ જ્ઞાન, અને આપણે પોતે સાકર ખાઈને, ગળપણ અનુભવીએ, તે અપરોક્ષ જ્ઞાન–અગર સાક્ષાત્કાર.

**છ ઉર્મિઓ**—જન્મ–મરણ, ભૂખ–તરસ, શોક અને મોહ. જન્મ મરણ દેહની ઉર્મિઓ છે–ભૂખ તરસ પ્રાણની ઉર્મિઓ છે, અને શોક તથા મોહ મનની ઉર્મિઓ છે.

કર્મ ત્રણ પ્રકારનાં છે—સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ–એકઠાં થએલાં કર્મ–જેના ઉપર હજી હુકમ નીકળ્યા નથી, તે સંચિત કર્મ. આ ચાલુ દેહથી જે કર્મો થાય તે ક્રિયમાણ કર્મ; અને જે કર્મોનાં ફળ નિર્માણ થઇ ચૂકયાં, તે પ્રારબ્ધ કર્મ. સંચિત અને ક્રિયમાણ કર્મો જ્ઞાનાગ્નિથી બળીને ભસ્મ થાય છે. પ્રારબ્ધ કર્મ ભોગવવાં પડે છે. પ્રારબ્ધ કર્મનો નાશ થાય છે, કે તુરત આ દેહ પડી જાય છે.

સાધન ચતુષ્ટયં શું ?—ચાર સાધનો કયાં કયાં ?–૧ નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક, ૨ આ સંસારનાં તથા સ્વર્ગનાં ફળ અને તેમાંથી ઉત્પન્ન થતાં ભોગવિલાસ તેમાં વૈરાગ્ય. ૩ શમાદિ છ સંપત્તિઓ. ૪ મોક્ષની ઇચ્છા.

શમાદિ છ સંપત્તિઓ કઇ?—શમ, દમ, ઉપશમ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન. શમ એટલે મનનો નિગ્રહ, દમ એટલે આંખ વિગેરે બાહ્યેંદ્રિયોનો નિગ્રહ. ઉપરમ એટલે પોતપોતાના ધર્મ પ્રમાણે ધર્મનું પાલન કરવું તે. તિતિક્ષા એટલે આનાકાની કર્યા વિના સુખદુઃખ વેઠી લેવાં તે. શ્રદ્ધા એટલે ગુરૂનાં અને વેદાંતનાં વાક્યોમાં આસ્થા. સમાધાન એટલે–વિષયો તરફ દોડતી ઇંદ્રિયોને વિષયોનો લાભ આપીને, લાડ લડાવવાં તે નહીં; પણ તે ઈંદ્રિયોને વિષયો તરફથી વાળીને શ્રીહરિમાં જોડવી તે.

તત્ત્વવિવેક શું?—આત્મા સત્ય છે. તેનાથી અન્ય તમામ અસત્ છે, તેવી સમજણ.

આત્મા શું છે?—સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરથી જે જુદો છે તે. પાંચકોશથી પણ જે જુદો છે તે. ત્રણ અવસ્થાઓથી જે જુદો છે તે. વળી જે સચ્ચિદાનંદ રૂપ છે તે. સચ્ચિદાનંદ કોને કહીએ?–સત્, ચિત્ અને આનંદ. એ ત્રણ પદ મળીને સચ્ચિદાનંદ થાય છે. જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિએ ત્રણ અવસ્થાઓમાં અને ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં આત્મા છે–છે–અને છેજ, તેથી આત્મા સત કહેવાય છે. [એટલે આત્મા નિત્ય અને નિરંતર છે]. ઉપર જણાવેલી ત્રણે અવસ્થાઓને અને ત્રણે કાળને આત્મા જાણે છે; માટે તે ચિત્સ્વરૂપ (ચિદ્રૂપ) છે. આત્મા સદા સર્વદા પોતે પોતાને પ્રિય છે. તેથી આનંદ સ્વરૂપ છે. વળી તે નિર્લેપ હોવાથી સદા આનંદરૂપ છે. આ રીતે તે સચ્ચિદાનંદ છે. સત્, ચિત્ અને આનંદ એજ 'અસ્તિ', 'ભાતિ' અને પ્રિય' કહેવાય છે. અસ્તિ એટલે છે. ભાતિ એટલે ભાસે છે. અને પ્રિય એટલે વ્હાલું. એટલે સત્ એજ અસ્તિ. ચિત્ એજ ભાતિ અને આનંદ એજ પ્રિય. વાસ્તવિક રીતે આત્મા નિર્લેપ છે, તો પણ સ્ત્રી, પુત્ર, પોતાનો દેહ અને પોતાના પ્રાણ તે તમામના કરતાં, આત્મા વધારે પ્રેમ છે.

वित्तात् पुत्रः प्रियः, पुत्रात् पिंडः पिंडात्तथेंद्रियम् ॥
इंद्रियाच्च प्रियः प्राणः, प्राणादात्मा प्रियः परः ॥ [પંચદશી પ્ર. ૧૨].

ધનથી પુત્ર વ્હાલો, પુત્ર કરતાં પોતાનો દેહ વ્હાલો. દેહ કરતાં ઈંદ્રિયો વ્હાલી. ઇંદ્રિયો કરતાં પ્રાણ વ્હાલો. પ્રાણ કરતાં આત્મા વ્હાલો.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્ક્યે ઉપર પ્રમાણેજ મૈત્રેયીને કહ્યું છે. તાત્પર્ય–આત્મા પરમ પ્રેમનું પાત્ર છે, માટે તે પરમ આનંદરૂપ છે.

સાક્ષી છતાં સાક્ષી નહીં—આત્મા સાક્ષી છતાં સાક્ષી નથી. દ્રષ્ટા છતાં દ્રષ્ટા નથી. કારણ કે સાક્ષીને સાથે સાક્ષ્ય પદાર્થ જોઇએ. દ્રષ્ટા ને દ્રશ્ય પદાર્થ જોઇએ. અદ્વૈત સિદ્ધાંત પ્રમાણે આત્મા સિવાય કોઇ વસ્તુજ નથી. જે કાંઇ દ્રશ્ય છે. તે કલ્પિત છે. જગતને કલ્પિત કહીએ, તો કલ્પિતથી સુખદુઃખ કેમ સંભવે?–સ્વપ્ન કલ્પિત છે, છતાં તે સુખદુઃખ દેછે. મૃગજળ કલ્પિત

છતાં તે સુખદુઃખ દેછે; તેમ જગત્ કલ્પિત છે, છતાં તે સુખદુઃખ દેછે. હજી જરા આગળ વધીને જુઓ, તો ઈશ્વર રચિત જગત દુઃખ દેતું નથી. પણ આપણા મને રચેલું જગત્ એટલે જ્યાં આપણે મમતા બાંધી છે તે જગત, આપણને સુખદુઃખ આપે છે. તાત્પર્ય–સાક્ષી અગર દ્રષ્ટા વિગેરે શબ્દો પણ કલ્પિત છે.

વેદાંત શાસ્ત્રનું રહસ્ય—જીવ, ઈશ્વર અને બ્રહ્મની એકતા–અભેદપણું તે. જીવ, ઇશ્વર, માયા અને પરબ્રહ્મ જુદા જુદા જણાય છે તે સંબંધમાં વિદ્યારણ્ય સ્વામી, પંચદશીના બીજા પ્રકરણમાં, 'सत्यं ज्ञानमनंतं' વિગેરે શબ્દોથી કહે છે કે-'જે સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંત છે તે બ્રહ્મ છે'. તેજ વસ્તુ પારમાર્થિક એટલે પરમ તત્ત્વરૂપ છે. ભિન્ન ભિન્ન ઉપાધિઓને લીધે બ્રહ્મમાં ઇશ્વરપણું અને જીવપણું કલ્પાએલું છે.

માયા સંબંધી એટલું યાદ રાખવું કે સર્વ વસ્તુને નિયમમાં રાખનારી કોઈ અનિર્વચનીય ઐશ્વરી શક્તિ સર્વમાં ગુપ્ત પણે રહેલી છે. તે માયા કહેવાય છે. તે ઇશ્વરી શક્તિ છે. તેની ઉપાધિને લીધે બ્રહ્મમાં ઇશ્વરભાવ પ્રાપ્ત થયો છે. પંચકોશની ઉપાધિથી બ્રહ્મ જીવપણાને પામ્યો છે. આ માયા બ્રહ્મની છાયાના પ્રવેશથી જાણે ચેતનપણાને પામી હોય, એમ જણાય છે.

લક્ષણા ત્રણ છે—જહતી, અજહતી અને જહદજહતી. જહદજહતીનું બીજું નામ ભાગત્યાગ લક્ષણા. પોતાના સમગ્ર અર્થનો ત્યાગ કરે–એટલે જેનો અર્થ અક્કલથીજ બેસાડવામાં આવે, તે જહતી લક્ષણા. દૃષ્ટાંત 'गंगायां घोषः' 'ગંગાજીમાં ગાયોનો નેહ.' ગંગાજીના પ્રવાહમાં નેહ સંભવે નહીં, તેથી તે નેહ ગંગાજીને કાંઠે હોવો જોઈએ, તેમ માનવું પડે.

સમગ્ર અર્થનો સ્વિકાર કરવો પડે, તે અજહતી લક્ષણા કહેવાય છે. દૃષ્ટાંત–'काकेभ्यः दधि रक्षयतां' 'કાગડાથી દહીંની રક્ષા કરજો.' આ વાકયમાં કાગડા લખ્યા છે તો પણ એકલા કાગડાથી નહીં; પણ કાગડા, બિલાડા, કુતરા વિગેરે તમામ ભ્રષ્ટ પ્રાણીઓથી દહીંની રક્ષા કરવી, એવો ભાવ છે.

કાંઇક લેવું અને કાંઈક પડયું મેલવું, તે જહદજહતી અગર ભાગત્યાગ લક્ષણા કહેવાય છે. ફોતરાંવાળી ડાંગરને ગ્રહણ કરીએ, તો ખવાય નહીં. અને ડાંગરનો ત્યાગ કરીએ, તો ભૂખે ણરીએ, માટે ડાંગરને ખાંડીને અને તેમાંથી ચોખાને જુદા કરીને, તેમાંથી ફોતરાંનો ત્યાગ કરવો, અને ચોખાને ગ્રહણ કરવા. તાત્પર્ય–ઈશ્વર ઈશ્વરની ઉપાધિ તજી દે અને જીવ પોતાનું જીવપણું તજી દે, તો ઈશ્વર, જીવ અને બ્રહ્મની એકતા થઈ ગણાય. છેવટમાં કહેવાનું કે સત્સંગ કરતા રહેજો. તેમાંથી ઘણું જડશે.

અમદાવાદ,
મોક્ષમંદિર.
૧૯૮૬ શ્રી શંકરજયંતિ.

લી. રામશંકર મોનજી ભટ્ટ.